નિર્દય પરમાધામીના રૂપને ધારણ કરનારા ( પરમાધામીના ભવમાં ) મૂઢ અજ્ઞ મારા જીવે નારકીના જીવોને દુઃખ દીધું હોય તેને પણ હું ખામાવું છું. ૫.

**હા હા તઈયા મૂઢો, ન યાણિસો જં પરસ્સ દુક્ખાઈ ॥**
**કરવત્તયચ્છેયણ-ભેયણેહિં કેલિએ જણિયાઈ ॥૬॥**

હા ! હા ! ! પરમાધામીના ભવમાં મૂઢ એવા મેં ક્રીડા નિમિત્તે કરવત, તરવાર, ભાલાદિથી છેદન, ભેદન, તાડન, મારણ, યંત્રપીલન, વૈતરણીતારણ, કુંભીપાચન રૂપ ઘણાં દુઃખ નારકી જીવોને દીધાં તે દુઃખોને હું જાણતો નથી. ૬.

**જં કિંપિ સએ તઇયા, કલંકલિભાવસુવગએણ કયં ॥**
**દુક્ખં નેરઈયાણં, તં પિય તિવિહેણ ખામેમિ ॥૭॥**

પરમાધામીના ભવમાં કુતૂહલભાવમાં પ્રાપ્ત થયેલા મેં જે કાંઈ નારકી જીવોને દુઃખ દીધું હોય તેને પણ હું મન, વચન, કાયાએ કરી ખમાવું છું. ૭.

**તિરિયાણં ચિય મજ્જે, પુઢવીમાઇસુ ખારભેએસુ ॥**
**અવરપરૂપ્પરસત્થેણ, વિણાસિયા તેવિ ખામેમિ ॥૮॥**

તિર્યંચને વિષે ક્ષારાદિ પૃથ્વી, અપ્, તેઉ, વાઉ, પ્રત્યેક અને સાધારણ વનસ્પતિકાયના ભવોમાં મેં સ્વ-અન્ય અને પરસ્પર શસ્ત્રથી પૃથ્વીકાયાદિક જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૮.

**બેઇંદિય તેઇંદિય-ચઉરિંદિયમાઇણેગજાઈસુ ॥**
**જં ભક્ખિય દુક્ખવિયા, તેવિય તિવિહેણ ખામેમિ ॥૯॥**

શંખ પ્રમુખ બેઇંદ્રિય, જુ પ્રમુખ તેઇંદ્રિય, માખી

પ્રમુખ ચઉરિંદ્રિયના ભવોમાં મેં જે જીવોનું ભક્ષણ કર્યું હોય અને દુઃખ દીધું હોય તેને પણ હું ખમાવું છું. ૯.

**જલયરમજ્જગએણં, અણેગમચ્છાઇરૂવધારેણં ॥**
**આહારટ્ઠા જીવા, વિણાસિયા તેવિ ખામેમિ ॥૧૦॥**

ગર્ભજ, સંમૂર્ચ્છિમ, જલચર પંચેંદ્રિયના ભવોમાં મચ્છ, કાચબા, સુસુમાર આદિ અનેક રૂપને ધારણ કરનાર મેં આહારને માટે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૧૦.

**છિન્ના ભિન્ના ય મએ, બહુસોદુટ્ઠેણ બહુવિહા જીવા ॥**
**જલયરમજ્ઝગએણં, તેવિય તિવિહેણ ખામેમિ ॥૧૧॥**

વળી જલચરના ભવોમાં ગયેલ મેં ઘણા પ્રકારના જીવોને દેખીને ઘણી વાર છેદનભેદન કીધાં હોય તેને પણ હું ખમાવું છું. ૧૧.

**સપ્પસરિસવમજ્જે, વાનર મજ્જાર સુણહ સરહેસુ ॥**
**જે જીવા વેલવિયા, દુક્ખિતા તેવિ ખામેમિ ॥૧૨॥**

ગર્ભજ સંમૂર્ચ્છ સર્પ પ્રમુખ ઉરપરિસર્પ, ઘો વાનર પ્રમુખ ભુજપરિસર્પ, કૂતરા બિલાડા પ્રમુખ સ્થલચર પંચેંદ્રિય તિર્યંચના ભવોમાં મેં જે જીવોને છિન્નભિન્ન દુઃખી કીધા અને ખાધા તેને પણ હું ખમાવું છું. ૧૩

**સદ્દુલ સિંહ સંડય, જાઇસુ જીવઘાયજણિઆસુ ॥**
**જે ઉવવત્તિયા મએ વિણાસિયા તેવિ ખામેમિ ॥ ૧૩॥**

શાર્દુલ, સાંઢ, સિંહ, વાઘ, ચિત્તા, ગેંડા, રીંછ આદિ

હિંસક શ્વાપદ જાતિમાં ઉત્પન્ન થયેલ મારા જીવે જે જીવોનો વિનાશ કીધો હોય તેને પણ હું ખમાવું છું. ૧૩.

**ઓલાવગિદ્દકુક્કડ-હંસબગાઈસુ સઉણજાઇસુ ॥**
**જં ખુહવસેણ ખદ્ધા, કિમિમાઈ તેવિ ખામેમિ ॥૧૪॥**

શ્યેન-બાજ, ગીધ, કુકડા, હંસ, બગલા, સારસ, કાગડા, કાબર, ચકલાદિ ગર્ભજ ખેચર પંચેંદ્રિય જાતિના ભાવોને વિષે મેં ભૂખને વશ થઈ કરમિયા પ્રમુખ જીવોનાં ભક્ષણ કીધાં હોય તેને પણ હું ખામવું છું. ૧૪.

**મણુએસુ વિ જે જીવા, જિબ્ભિંદિયમોહિએણ મૂઢેણં ॥**
**પારદ્ધિરમંતેણં વિણાસિયા તેવિ ખામેમિ ॥ ૧૫ ॥**

મનુષ્યના ભવોમાં રસેંદ્રિયલંપટ મૂઢ પારધીની ક્રીડા ( શિકાર ) ને કરનારા મેં જે જીવોનો નાશ કીધો, તેને પણ હું ખમાવું છું. ૧૫.

**જે મજજમંસમજ્જે, મધુમક્ખણમાઇએસુ જે જીવા ॥**
**ખદ્ધા રસલોભેણં વિણાસિયા તેવિ ખામેમિ ॥ ૧૬ ॥**

વળી રસમાં ગૃદ્ધ થયેલા મેં શરીરની પુષ્ટિના લોભથી મદ્ય, માંસ, મધ, માંખણ, અથાણું, વાસી રોટલી આદિ અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરવાથી તેમાં રહેલા બેઇંદ્રિયાદિ જીવોનો વિનાશ કીધો હોય તેને પણ હું ખમાવું છું. ૧૬.

**ફાસગિદ્ધેણ જે ચ્ચિય, પરદારાઈસુ ગચ્છમાણેણં ॥**
**જે દુમિયા દુહવિયા, તિવિહેણ તેવિ ખામેમિ ॥૧૭॥**

વળી સ્પર્શેન્દ્રિયમાં લંપટ થયેલા મેં કન્યા, સધવા,

વિધવા રૂપ પરસ્ત્રી અને વેશ્યાદિકને વિષે ગમન કરવાથી જે જીવોને દુભાવ્યા અને દુઃખી કીધા હોય તેને પણ હું ખમાવું છું. ૧૭.

**ચક્ખુંદિય ઘાણિંદિય, સોઇંદિયવસગએણં જે જીવા ॥**
**દુક્ખંમિ મએ ઠવિયા, તેવિહુ તિવિહેણ ખામેમિ ॥૧૮॥**

વળી ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્રોત્રેંદ્રિયના વશમાં પડેલા મેં જે જીવોને દુઃખને વિષે પાડયા હોય તેને પણ હું ખમાવું છું. ૧૮.

**અક્કમિ ઊણ આણા, કારવિયા જેઉ માણભંગેણ ॥**
**તામસભાવગએણં, તેવિય તિવિહેણ ખામેમિ ॥૧૯॥**

વળી મારે જીવે માનભંગથી ક્રોધના વશથી આક્રમણ (દબાવી) કરીને જે જીવોને મારી આજ્ઞા મનાવી તેને પણ હું ખમાવું છું. ૧૯.

**સામિત્તં લહીઊણં, જે બદ્ધા ઘાઇયા ય મે જીવા ॥**
**સાવરાહ નિરવરાહા, તેવિહ તિવિહેણ ખામેમિં ॥૨૦॥**

સ્વામી (રાજ્યાદિ અધિકારી) પણું પામીને મેં અપરાધી અને નિરપરાધી જીવોને બાંધ્યા, ઘાયલ કર્યા, માર્યા તેને પણ હું ખમાવું છું. ૨૦.

**અબ્ભક્ખાણં દિન્નં, દુટ્ઠેણ મએણ કસ્સ વિ નરસ્સ ॥**
**કોહેણ વ લોહેણ વ, તં પિય તિવિહેણ ખામેમિ ॥૨૧॥**

દુષ્ટ એવા મેં ક્રોધથી અથવા લોભથી કોઈ પણ મનુષ્યને કુડું કલંક દીધું હોય તેને પણ હું ખમાવું છું. ૨૧.

**પરઆવયાઈ હરિસો, પેસુન્નં જં કયં મએ કંનિહિં ॥**
**મચ્છરભાવગએણં, તંપિય તિવિહેણ ખામેમિ ॥૨૨॥**

ઇર્ષ્યાભાવને પ્રાપ્ત થયેલા મેં કોઈ પણ જીવને આપદા દીધી હોય, કોઈની ચૂગલી કીધી હોય તેને પણ હું ખમાવું છું. ૨૨.

**રુદ્દો ખુદ્દસભાવો, જાઓ ણેગાઈસુ મિચ્છજાઈસુ॥**
**ધમ્મુત્તિ ઇમો સદ્દો કન્નેહિં વિ જત્થ મે ન સુઓ ॥૨૩॥**

અનેક મ્લેચ્છ જાતિઓમાં રૌદ્ર અને ક્ષુદ્ર સ્વાભાવવાળા મેં જ્યાં ધર્મ એ શબ્દ કાનેથી પણ નથી સાંભળ્યો. ૨૩.

**પરલોગ નિપ્પિવાસો, જીવસયાણેગઘાયણુપસત્તો ॥**
**જં જાઓ દુહહેઉ જીવાણં તંપિ ખામેમિ ॥૨૪॥**

વળી પરલોકની પિપાસા રહિત એવો તથા અનેક જીવોના ઘાતમાં રક્ત એવો હું અનેક જીવોના દુઃખનો હેતુ થયો હોઉં તેને પણ ખમાવું છું. ૨૪.

**આયરિયખિત્તે વિ મએ, ખટ્ટિયવાગુરિયડુંબજાઈસુ ॥**
**જે વિહયા મે જીવા, તેવિય તિવિહેણં ખામેમિ ॥૨૫॥**

આર્યદેશમાં પણ કસાઈ, પારધી, ડુંબ, ધીવરાદિ હિંસક જાતિમાં ઉત્પન્ન થયેલા મેં જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૨૫.

**મિચ્છત્તમોહિએણ, જે વિ હયા કેવિ ધમ્મબુદ્ધીએ ॥**
**અહિગરણકારણેણં, વહાવિયા તેવિ ખામેમિ ॥૨૬॥**

મિથ્યાત્વથી મોહિત અધિકરણના કારણભૂત મેં ધર્મની બુદ્ધિએ જે જીવોના વધ કરાવ્યા તેને પણ હું ખમાવું છું. ૨૬.

**દવદાણપલીવણયં; કાઊણં જે જીવા મએ દડ્ઢા ॥**
**સરદહતલાઇસોસં, જે વિ હયા તેવિ ખામેમિ ॥૨૭॥**

વનને દાવાગ્નિ દઈને જે જીવોને મેં બાળ્યા હોય, દ્રહ, તલાવ આદિ જલસ્થાનને શોષાવીને જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૨૭.

**સહદુહ્લલિએણં જે, જીવા કેવિ કમ્મભૂમિસુ ॥**
**અંતરદીવાઈસુવા, વિણાસિયા તેવિ ખામેમિ ॥૨૮॥**

મે ઉલંઠપણે કર્મભૂમિ અંતરદ્વીપાદિને વિષે જે જીવોનો વિનાશ કર્યો હોય તેને પણ હું ખમાવું છું. ૨૮.

**દેવત્તેવિહુ પત્તે, કેલિપ્પઉગેણ લોહબુદ્ધીએ**
**જે દુહવિયા સત્તા, તેવિય તિવિહેણ ખામેમિ॥૨૯॥**

દેવના ભવોને વિષે પણ મેં ક્રીડાના પ્રયોગથી, લોભ બુદ્ધિથી જે જીવોને દુઃખી કીધા હોય તેને પણ ત્રિવિધે હું ખમાવું છું. ૨૯.

**ભવણવઈણં મજ્જે, આસુરભાવમ્મિ વટ્ટમાણેણં ॥**
**નિદ્દયહણમાણેણં, જે દુમવિયા તેવિ ખામેમિ ॥૩૦॥**

ભવનપતિને વિષે તામસભાવમાં વર્તતો છતો નિર્દય-પણાથી હણાયેલા એવા મેં જે જીવોને દુઃખી કીધા હોય તેને પણ હું ખમાવું છું. ૩૦.

**વંતરભાવંમિ મએ, કેલિકીલભાવઓ ય જં દુક્ખં ॥**
**જીવાણં સંજણિયં, તંપિય તિવિહેણ ખામેમિ ॥૩૧॥**

વ્યંતરના ભવમાં પણ મેં ક્રીડાના પ્રયોગથી જે જીવોને દુઃખ ઉત્પન્ન કીધાં હોય તેને પણ હું ખમાવું છું. ૩૧.

**જોઇસિએસુ ગએણુ વિસયાસિસમોહિએણ સૂઢેણું ॥**
**જે કોવિ કઓ દુહિઓ, પાણી સે તંપિ ખામેમિ ॥૩૨॥**

જ્યોતિષમાં ગયેલો પણ વિષયમાં મોહિત મૂઢ મેં જે કોઈ જીવને દુઃખી કીધા હોય તેને પણ હું ખમાવું છું. ૩૨.

**પરરિદ્ધિમચ્છરેણું, લોભનિબુડ્ડેણ મોહવાસગેણું ॥**
**અભિયોગિએણુ દુક્ખં, જાણ કયં તંપિ ખામેમિ ॥૩૩॥**

અભિયોગિક દેવમાં પ્રાપ્ત થયેલા પરરિદ્ધિમાં મત્સરવાળા લોભથી પરાભવ પામેલા મોહમાં વશીભૂત મેં જે જીવોને દુઃખ દીધું હોય તેને પણ હું ખમાવું છું. ૩૩.

**ઈય ચઉગઈમાવન્ના, જે કેવિય પાણિણો મએ વહિયા ॥**
**દુક્ખે વા સંઠવિયા, તે ખામેમિ અહં સવ્વં ॥૩૪॥**

એ પ્રમાણે ચારે ગતિમાં ભમતાં જે કોઈ પણ જીવોને મેં પ્રાણથી મુક્ત કીધાં હોય અથવા દુઃખમાં પાડયાં હોય તે બધાંને હું ખમાવું છું. ૩૪.

**સવ્વે ખમંતુ મજ્ઝં, અહંપિ તેસિં ખામેમિ સવ્વેસિં ॥**
**જં જં કયમવરાહં, વેરં ચઇઊણ મજ્ઝત્થો ॥૩૫॥**

મેં જે જે અપરાધ કીધા છે તે તે બધા અપરાધોને હે જીવો! મધ્યસ્થ થઈને વેરને મૂકીને ખમો અને હું પણ ખમું છું. ૩૫.

**નય મજ્ઝ કોઈ દેસો, સયણો વા ઈત્થ જીવલોગંમિ ॥**
**દંસણનાણ સહાવો, ઈક્કોહં નિમ્મમો નિચ્ચો ॥૩૬॥**

આ સંપૂર્ણ જીવ લોકમાં મારો કોઈ પણ દ્વેષ નથી,

અથવા સ્વજન નથી. હું જ્ઞાન-દર્શન સ્વભાવવાળો છું, એક છું, નિત્ય છું, મમત્વભાવ રહિત છું. ૩૬.

**જિણસિદ્ધા સરણં મે સાહૂ ધમ્મો ય મંગલં પરમં ॥**
**જિણનવકારો સરણં, કમ્મક્ખય કારણં હોઉ. ॥૩૭॥**

મને અરિહંત-સિદ્ધનું શરણ થાઓ, સાધુ અને કેવલીભાષિત ધર્મ મને પરમ મંગલિક થાઓ, કર્મક્ષયનું કારણ એવા પંચ પરમેષ્ઠિનું શરણ મને થાઓ. ૩૭.

**ઈય ખામણા ઉ એસા, ચઉગઈમાવન્નયાણ જીવાણં ॥**
**ભાવવિસુદ્ધિઈમહં, કમ્મક્ખયકારણં હોઉ ॥ ૩૮॥**

એ પ્રમાણે ચાર ગતિમાં રહેલાં જીવોની ભાવશુદ્ધિ પૂર્વકની આ મારી ક્ષમાપના, મહાકર્મક્ષયનું કારણ થાવ. ૩૮. ઇતિ.

---

## શ્રી આત્મભાવના

અહો આત્મા ! તું વિચારી જોજે કે, તું અનંતકાળ થયાં રઝળે છે, પણ તારા દુઃખનો અંત આવ્યો નહીં. હવે તું મનુષ્યનો જન્મ પામ્યો છે તો ધર્મસાધન કર, કે જેથી સર્વ સંતાપ મટી જાય. એવી રીતનું ધર્મ સાધન કર કે, જેથી વહેલા મુક્તિ મળે. શાથી? જે હવે તારે સંસારમાં રઝળવું તે ઠીક નહીં; મુક્તિનાં સાચાં કારણ પામ્યો છો, તો આ અવસર ચૂકવો નહીં. આબૂ, અષ્ટાપદ, ગિરનાર, સમેતશિખર, શત્રુંજય સાર; પંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ ગયા તેને કરું પ્રણામ. ૧. નામજિણા જિણ

નામા, ઠવણજિણા પુણ જિણિંદપડિમાઓ, દવ્વજિણા જિણજીવા, ભાવજિણા સમવસરણત્થા. ૨.

જેમ મંત્રથી ઝેર ઊતરી જાય, રોગ મટી જાય, તેમ પ્રભુનામથી મિથ્યાત્વ, અવ્રત, જોગ, કષાય, કર્મરોગ સર્વ મટી જાય છે. **પ્રભુનાં નામો**—કેવળજ્ઞાની, નીર્વાણી, સાગર, મહાયશ, વિમલ, સર્વાનુભૂતિ, શ્રીધર, શ્રીદત્ત, દામોદર, સુતેજ, સ્વામિક, મુનિસુવ્રત, સુમતિ, શિવંગતિ, અસ્તંગતિ, નમીશ્વર, અનિલ, યશોધર, કૃતાર્થ, જિનેસર, શુદ્ધમતિ, શિવંકર, સ્યંદન, સંપ્રતિ; એ અતીતકાલે થઈ ગયા તે સર્વેને મારી અનંતી ક્રોડાણક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, પદ્મપ્રભુ, સુપાર્શ્વ, ચંદ્રપ્રભુ, સુવિધિ, શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાંતિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ, વર્ધમાનાંતા જિનાઃ શાંતાઃ શાંતિકરા ભવંતુ સ્વાહા ॥ જે રીતે તમો શાંતિ પામ્યા તે રીતે સર્વ જીવને શાંતિ કરો, એમ મારી વિનંતિ છે. પદ્મનાભ, સુરદેવ, સુપાર્શ્વ, સ્વયંપ્રભુ, સર્વાનુભૂતિ, દેવશ્રુત, ઉદયનાથ, પેઢાલ, પોટ્ટિલ, શતકીર્તિ, સુવ્રત, અમમ, નિષ્કષાય, નિઃપુલાક, નિર્મમ, ચિત્રગુપ્ત, સમાધિ, સંવર, યશોધર, વિજયદેવ, મલ્લીજિન, દેવજિન, અનંતજિન, ભદ્રંકર એ ચોવીશ પ્રભુ થશે, તેને મ્હારી અનંતી ક્રોડાણક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. સીમંધર, યુગમંધર, બાહુ, સુબાહુ, સુજાત, સ્વયંપ્રભુ, વૃષભાનન, અનંતવીર્ય, સુરપ્રભ, વિશાલનાથ, વજ્રધર, ચંદ્રાનન, ચંદ્રબાહુ, ભુજંગનાથ, નેમીશ્વર, ઈશ્વર,

વીરસેન, દેવજસા, મહાભદ્ર, અજિતવીર્ય એ વીશે વિહરમાનને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકળવંદના હોજો. અતીત, અનાગત ને વર્તમાનકાળના બહોતેર તીર્થંકર, વીશ વિરહમાન, વૃષભાનન, ચંદ્રાનન, વારિષેણ ને વર્ધમાન એ ચારે શાશ્વત જિન મળી છન્નુ જિનને કરું પ્રણામ. શાશ્વતી પ્રતિમા પાંચશે ધનુષ્યની તથા સાત હાથની છે, રત્નની છે, દીવ્ય છે, મનોહર છે, જેને દીઠે શાશ્વતા સુખનુ પામવાપણું થાય છે. જે વ્યંતરનિકાયમાં અસંખ્યાતા જ્યોતિષિમાં અસંખ્યાતા જિનબિંબ છે, વળી ત્રણ ભુવનમાં પંદરસો ને બેતાલીસ ક્રોડ અઠ્ઠાવન લાખ છત્રીશ હજાર એંશી શાશ્વતા જિનબિંબ છે, તે સર્વેને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. વળી અશાશ્વતી પ્રતિમા આબુજીમાં, આદીશ્વરજી, નેમિનાથજી, પાર્શ્વનાથજી, શાંતિનાથજી પ્રમુખ જિનબિંબ ઘણાં છે, વળી અનંતા જીવ મુક્તિ પામ્યા તે સર્વને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. અષ્ટાપદજી ઉપર આદીશ્વર ભગવાન દશ હજાર મુનિ સાથે મુક્તિ વર્યા. ભરત મહારાજાએ સોનાનું દેરું કરાવ્યું. રત્નના ચોવીસ જિનબિંબ ભરાવ્યાં.

ચત્તારિ અટ્ઠ દસ દોય, વંદિયા જિણવરા ચઉવ્વીસં;
પરમટ્ઠનિટ્ઠિઅટ્ઠા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥૧॥

વળી ગૌતમસ્વામીએ પોતાની લબ્ધિએ અષ્ટાપદ ઉપર ચડી, પ્રભુને વાંદી, જગચિંતામણિનું ચૈત્યવંદન કરી, તિર્યક્જૃંભક દેવતાને પ્રતિબોધ કરી, પંદરશે ત્રણ તાપસને

પારણા કરાવી કેવળજ્ઞાન પમાડયું. વળી રાવણે વીણા વગાડી તીર્થંકર ગોત્ર બાંધ્યું અનંતા જીવ મુક્તિ ગયા તે સર્વેને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાલવંદના હોજો. વળી ગિરનારજી ઉપર નેમિનાથ ભગવાને એક હજાર પુરુષ સાથે દીક્ષા લીધી, સંસારનું સ્વરૂપ ઘણું નઠારું જાણ્યું, સંસાર દુઃખરૂપ, દુઃખે ભરેલો, દુઃખનું કારણ, સાચા સુખનો વૈરી, હળાહળ વિષ જેવો બળતી આગ જેવો જાણી નીકળી પડયા. ચારિત્ર પાળી પંચાવનમે દિવસે કેવળજ્ઞાન પામ્યા. પાંચસેં છત્રીશ સાથે મુક્તિ ગયા. સાતસેં વરસ સુધી કેવળીપર્યાય પાળી ઘણાં જીવને પ્રતિબોધીને મુક્તિ ગયા. વળી અનંતા જીવ મુક્તિ વર્યા, તે સર્વેને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાલવંદના હોજો. વળી સમેતશિખરજી ઉપર વીશે ટુંકે વીશ પ્રભુજી સતાવીશ હજાર ત્રણસેં ઓગણપચાસ મુનિ સાથે મુક્તિ પામ્યા. વળી શામળા પારસનાથજી વિરાજે છે. વળી અનંતા જીવ મુક્તિ ગયા, તે સર્વેને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાલવંદના હોજો. તારંગાજીમાં અજિતનાથજીને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાળવંદના હોજો. ચંપાનગરીમાં વાસુપૂજ્યજી મુક્તિ ગયા. વળી પાવાપુરીએ મહાવીરજી સિદ્ધિ વર્યા તે સર્વેને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાળવંદના હોજો. શ્રી સિદ્ધાચળજી ઉપર આદીશ્વરજી પૂર્વ નવાણું વાર સમોસર્યા, અનંત લાભ જાણી, વળી અનંત જીવ મુક્તિ વર્યા, વળી જિનબિંબ ઘણાં છે, તે સર્વેને મારી અનંતી કોડાણકોડ વાર ત્રિકાળવંદના હોજો.

હવે દ્રવ્યજિન તે તીર્થંકર પદવી ભોગવીને, પોતામા શાસનનો પરિવાર લઈને મુક્તિમાં વિરાજે છે, તે સર્વેને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. વળી આવતે કાળે તીર્થંકર પદવી પામશે તે શ્રેણિક રાજાના જીવ પ્રમુખને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. વળી મારા જીવને નિગોદમાંથી બહાર કાઢયો તે સિદ્ધના જીવને મારી અનંતી ક્રોડાણુક્રોડ વાર ત્રિકાલ-વંદના હોજો. હવે 'ભાવ જીણા સમવસરણહા' સમો-સરણને વિષે વીશ વિહરમાનજી કેવા છે ?' તો પાંચશે ધનુષ્યની દેહ છે, સોવન સમી કાયા, એક હજાર આઠ ઉદાર લક્ષણ છે, કેવળજ્ઞાને કરીને સર્વે પદાર્થ જાણી રહ્યા છે, દર્શન કરી સર્વે ભાવ દેખી રહ્યા છે, વચનાતિ-શયે કરી ભવિજીવને પ્રતિબોધ કરે છે; તેથી કોઈ જીવ તો ક્ષપકશ્રેણી ચડે છે; કોઈ તો સાધુપણું પામે છે, કોઈ તો શ્રાવકપણું પામે છે, વળી કોઈ સમકિત પામે છે, કોઈ તો ભદ્રભાવને વળી પામે છે. એ રીતે બહુ જીવને સંસારના ક્લેશથી મુકાવે છે. વળી પૂજા, સેવા, ભક્તિ, વંદના, સ્તવના કરવાનું મન થાય છે, તેથી પૂજી, સેવી, વાંદી પ્રભુ સરખા પૂજનિક થાય છે. અપાયાગમાતિશયે કરીને ભવી જીવને આ ભવના ને ભવોભવનાં કષ્ટ–દુઃખ આપદા ટાળે છે, એ ચાર મહા અતિશય. વળી અશોકવૃક્ષ શોભે છે, ફૂલની વૃષ્ટિ ઢીંચણ સુધી થાય છે, પાંચ વર્ણનાં ફૂલ જલથલના નીપજ્યાં વરસે છે, વળી પ્રભુની વાણી એક જોજન સુધી સંભળાય છે, વળી પ્રભુજીને ચામર વીંજાય

છે, વળી રત્નના સિંહાસનપર બેઠા છે, વળી ભામંડળ પૂંઠે રાજે છે, આકાશે દુંદુભી ગાજે છે, વળી ત્રણ છત્ર માથે છાજે છે, વળી બારે ગુણે સહિત છે, ચોત્રીસ અતિશયે કરી વિરાજિત છે, પાંત્રીશ વાણી ગુણે કરી રાજિત છે, આઠ પ્રતિહાર્ય તેણે કરી શોભિત છે, અસંખ્યાતા ઇંદ્રે કરી સેવિત છે, અઢાર દોષે કરી રહિત છે. કેવલજ્ઞાન, કેવલદર્શન આદિ અનંત ગુણે કરી સહિત છે. તરણ તારણ જહાજ સમાન છે. જેમનાં પાંચ કલ્યાણકને દિવસે નરકે પણ અજવળાં થાય છે. વળી મહાગોપ, મહામાહણ, નિયામક સત્થવાહ એવી ઉપમા છાજે છે. મોક્ષના સાથી છે. બે ક્રોડ કેવળી, બે હજાર ક્રોડ સાધુ ગણધર, કેવળજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, મતિજ્ઞાની, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, ચતુર્વિધ સંઘ સમકિતી જીવ, વળી દ્વાદશાંગીવાણી, વળી મુનિ આણા પાળવાવાળા અનંતાજીવ મુક્તિ પામ્યા. વળી પ્રભુ આણ પાળે છે, વળી આવતે કાળે આણા પાળશે તે સર્વને મારી અંનતી ક્રોડાણક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. એ વંદનાનું ફળ એજ માગું છું જે મારા જીવને તમારા સરિખો કરો એજ વિનંતિ છે. જે થકી મારા પરિણામ તમારા જેવા સુંદર મનોહર થાય, જે થકી તમારા જેવું કેવળજ્ઞાન, કેવળદર્શન, ચારિત્ર સ્થિરતારૂપ કેવળ એકલું સર્વ દુઃખથી રહિત સુખ, અરૂપીગુણ વળી અગુરુ-અલઘુ અવગાહના, વળી સાદિ અનંતમે ભાગે સ્થિતિ, ફરી સંસારમાં આવવું નહીં, અનંતુ વીર્ય, વળી ક્રોધ નહીં, માન નહીં, માયા નહીં, લોભ-

નહીં, રાગ નહીં, દ્વેષ નહીં, મોહ નહીં, આશા, તૃષ્ણા, વર્ણ, ગંધ, રસ, ફરસ, ભૂખ, તરસ, ટાઢ, તડકો, દુઃખ ક્લેશ, સંતાપ એવા અનંતા દોષે કરી રહિતપણું મારી સત્તામાં છે તે અનંતા ગુણ પ્રગટ થાઓ. એજ મારી અરજ છે, બીજું કાંઈ જ માગતો નથી. વળી સર્વે સિદ્ધ ભગવાનને, આચાર્યજીને, ઉપાધ્યાયજીને, સર્વે સાધુ મહારાજને, વળી દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ એ નવપદજીને મારી અનંતી ક્રોડાણક્રોડ વાર ત્રિકાલવંદના હોજો. એમ નવપદ ધ્યાવે, પરમ આણંદ પાવે; નવમે ભવ શિવ જાવે, દેવ-નરભવ પાવે; જ્ઞાનવિમલ ગુણગાવે, સિદ્ધચક્ર પ્રભાવે; સવિદુરિત સમાવે, વિશ્વજયકાર પાવે. ઇતિ. હે જીવ તું વિચાર તો ખરો કે, આ વખત ફરી કયારે મળશે? ચેત ! સમજ ! જો ! જો ! જાગ ! જાગ ! શું પ્રમાદ, આળસ, નિદ્રા કરી રહ્યો છે ? કોણ તારો હિતકારી છે, જે ધર્મમાં સાધ્ય કરશે ? ને કોણ તુજને સુખ આપશે ? સર્વે સ્વાર્થી છે, તેથી તું પોતાનો સ્વાર્થ સાધીને સર્વે જીવને સુખી કરીને મુક્તિનગરીમાં વાસો કર. તે જ તારે કરવા યોગ્ય છે. તે કર. ફરી ફરી આ અવસર તું કે'વારે પામીશ ? એમ જાણીને આ ભાવના રોજ ભાવવી જેથી સર્વે આપદા મટી જશે ને સર્વે સંપદા પામીશ તે સારુ હવે પ્રમાદ કરીશ નહીં. ઘણું શું શીખવીએ ? જે રીતે પોતાને ને પરને શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ-ઋદ્ધિ-વૃદ્ધિ-કલ્યાણ-મંગળ-જય-વિજય -મોક્ષ-પરમ મહોદય થાય તેમ કરજે. ઇતિ.

---

# આ જીવે કરેલાં પાપનાં પશ્ચાત્તાપરૂપ

# આલોચના

**મારે જીવે મનુષ્ય ભવમાં** બહિરાત્મરૂપે વર્ત્તીને કર્મ બાંધ્યાં હોય, રાત્રિભોજન કરીને કર્મ બાંધ્યાં હોય, ૩૨ અનંતકાય ભક્ષણ કરીને કર્મ બાંધ્યાં હોય, બાવીસ અભક્ષ્ય ભક્ષણ કરીને કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહિ, પરભવમાંહિ, અનંતા ભવમાંહિ તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

વાસી ખાઈને કર્મ બાંધ્યાં હોય, કોઈને ત્રાસ પમાડીને કર્મ બાંધ્યાં હોય, કોઈના જીવને ભય પમાડીને કર્મ બાંધ્યાં હોય, તે સવિ હું મન, વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

કોઈના જીવને ધ્રાસકો પાડીને કર્મ બાંધ્યાં હોય, કપટ કરીને કર્મ બાંધ્યાં હોય, માંહોમાંહી ખેદ કરીને કર્મ બાંધ્યાં હોય, પારકા અવગુણ બોલીને કર્મ બાંધ્યાં હોય, સ્વપ્રશંસા કરીને કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

ચપલતા કરીને, કુડકપટ કરીને, કોઈને માઠાં વચન કહીને, આર્ત્તધ્યાને કરીને, રૌદ્રધ્યાને કરીને મારે જીવે આ ભવને વિષે, પરભવને વિષે કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

કુતૂહલ જોવે કરીને કર્મ બાંધ્યાં હોય, નાટક જોવે કરીને કર્મ બાંધ્યાં હોય, કોઈની ચોરી કરીને કર્મ બાંધ્યાં

હોય, પચ્ચક્ખાણુ ભાંગીને કર્મ બાંધ્યાં હોય; આ ભવમાંહિ, પરભવમાંહિ તે સવિ હું અરિહંતની શાખે, સિદ્ધની શાખે, સિદ્ધગિરિની શાખે, આત્માની શાખે, ગુરુની શાખે, મન, વચન કાયાએ કરી પાપનો ત્યાગ કરું છું. છિદ્ર કદાગ્રહ કોઈમાં ઘલાવીને, અનર્થદંડ કરીને, હોળીની લડાઈ પ્રમુખ જોવે કરીને આ ભવમાંહિ, પરભવમાંહિ અનંતા ભવમાંહિ જે કાંઈ કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

હિંડતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં, બોલતાં, ખાતાં પીતાં, કોઈ જીવને વિરાધ્યા હોય, કોઈ જીવને દુઃખ ઊપજાવ્યુ હોય તે સર્વે જીવને ખમાવું છું. સર્વ મારો અપરાધ ખમજ્યો. આ ભવ, પરભવમાંહિ કોઈ જીવને હણ્યા હોય, હણાવ્યા હોય, હણુતા પ્રત્યે અનુમોદ્યા હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

## હવે અઢાર પાપસ્થાનક આલોવે છે.

૧ પ્રાણાતિપાત કરીને કર્મ બાંધ્યાં હોય, ૨ મૃષાવાદ બોલીને કર્મ બાંધ્યાં હોય, ૩ અદત્તાદાન લઈને કર્મ બાંધ્યાં હોય, ૪ મૈથુન સેવીને કર્મ બાંધ્યાં હોય, ૫ પરિગ્રહ રાખીને કર્મ બાંધ્યાં હોય, ૬ ક્રોધે કરીને કર્મ બાંધ્યાં હોય, ૭ માને કરીને કર્મ બાંધ્યા હોય, ૮ માયાએ કરીને કર્મ બાંધ્યાં હોય, ૯ લોભે કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૦ રાગે કરીને કર્મ બાધ્યાં હોય, ૧૧ દ્વેષે કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૨ કલહે કરીને કર્મ બાંધ્યાં

હોય, ૧૩ અભ્યાખ્યાને કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૪ પૈશુન્યપણું કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૫ રતિઅરતિ કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૬ પરપરિવાદ કરીને કર્મ બાંધ્યાં હોય, ૧૭ માયામોષો કરીને કર્મ બાંધ્યાં હોય; ૧૮ મિથ્યાત્વશલ્ય કરીને કર્મ બાંધ્યાં હોય; એ અઢાર પાપસ્થાનકે કરીને આ ભવને વિષે, પરભવને વિષે, અનંતાભવને વિષે જે કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને અરિહંતની શાખે, સિદ્ધની શાખે, કેવલીની શાખે, ગુરુની શાખે, દેવની શાખે, પોતાના આત્માની શાખે, સિદ્ધગિરિની શાખે, સીમંધરસ્વામીની શાખે સર્વ પાપ પ્રતિનિંદું છું. સર્વ પાપ મુજને નિષ્ફલ થાઓ. ચાર કષાય કરીને કર્મ બાંધ્યાં હોય, પાપ આશ્રવ સેવીને કર્મ બાંધ્યાં હોય, પારકાં છિદ્ર જોવે કરીને કર્મ બાંધ્યાં હોય, છકાય જીવની વિરાધના કરીને કર્મ બાંધ્યાં હોય, સાત વ્યસન સેવીને કર્મ બાંધ્યાં હોય, આઠ દોષે કરીને કર્મ બાંધ્યાં હોય, વિશ્વાસઘાત કરીને કર્મ બાંધ્યાં હોય, આ ભવ, પરભવમાંહી, અનંતાભવમાંહી જે કાંઈ કર્મ બાંધ્યાં હોય તે સવિ હું અરિહંતની શાખે, પોતાના આત્માની શાખે, ગુરુની શાખે, કેવલીની શાખે, સિદ્ધગિરિની શાખે, સીમંધરસ્વામીની શાખે, દેવતાની શાખે, મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. સર્વ પાપ પ્રતિ ત્યાગ કરું છું. નવ પ્રકારનાં નિયાણાં કરીને કર્મ બાંધ્યાં હોય, જિન આદિ દશનો અવિનય કરીને કર્મ બાંધ્યાં હોય, ચૌદ રાજલોકમાં ભમીને કર્મ બાંધ્યાં હોય, પન્નર કર્માદાન કરીને કર્મ બાંધ્યાં હોય

તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. સોળ કષાય કરીને કર્મ બાંધ્યાં હોય, સત્તર ભેદે અસંયમ સેવીને કર્મ બાંધ્યાં હોય, અઢાર પાપસ્થાનક સેવીને કર્મ બાંધ્યાં હોય, પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો સેવીને કર્મ બાંધ્યાં હોય, પચ્ચીશ ક્રિયા કરીને કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. બાર અવ્રતે કરીને કર્મ બાંધ્યાં હોય, પચ્ચીશ કષાય કરીને કર્મ બાંધ્યા હોય, પંદર જોગે કરીને કર્મ બાંધ્યાં હોય, ત્રીશ પ્રકારે મોહનીયનાં સ્થાનક સેવીને આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. ચારિત્રની વિરાધના કરી હોય, ચારિત્ર લઈને શુદ્ધ પાળ્યું ન હોય, વ્રત લઈને ભાંગ્યું હોય, પચ્ચખ્ખાણ ખંડ્યું હોય, ઉત્સૂત્રની પ્રરૂપણા કરી હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી ઉત્સૂત્રની પ્રરૂપણા કરીને કર્મ બાંધ્યા હોય, તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. પાપનો ઉપદેશ દઈને કર્મ બાંધ્યાં હોય, ખોટો માર્ગ પ્રકાશીને કર્મ બાંધ્યાં હોય, પ્રભુની આણા ભાંગી હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સમિચ્છામિદુક્કડં. કોઈને હીણી બુદ્ધિ આપી હોય, કોઈને અછતાં આળ દીધાં હોય, કોઈની નિંદા કીધી હોય, પ્રમાદ કરીને કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. આ ભવમાંહી પરભવમાંહી, અનંતાભવમાંહી ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર

એ ત્રણ રત્નની વિરાધના કીધી હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. દાનાંતરાય, લાંભાતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય; એ પાંચ પ્રકારના અંતરાય કરીને કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી કોઈને ધર્મ કરતાં અંતરાય કીધો હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. કોઈ ભવમાંહી ચારિત્ર લઈને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિની વિરાધના કીધી હોય, અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, દેશવિરતિ, સર્વવિરતિ તેહની આશાતના કીધી હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. શત્રુંજય, ગિરનાર, આબુ, અષ્ટાપદ, સમેતશિખર ઇત્યાદિક કોઈ તીર્થની આશાતના કીધી હોય, નિંદા કીધી હોય આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી અરહંતની શાખે, સિદ્ધની શાખે, પોતાના આત્માની શાખે, ગુરુની શાખે સર્વ પાપ પ્રતિનિંદુ છું. કાંઈ અજાણપણે, મૂર્ખપણે તીર્થની આશાતના કીધી હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. જંગમ તીર્થની આશાતના કરીને કર્મ બાંધ્યાં હોય, સ્થાવર તીર્થની આશાતના કરીને કર્મ બાંધ્યાં હોય, અવર્ણવાદ બોલીને કર્મ બાંધ્યાં હોય, નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, હાંસી કરીને કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. ૧ મતિજ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૨ શ્રુતજ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં

હોય, ૩ અવધિજ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૪ મનઃ-પર્યવજ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૫ કેવલજ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી જ્ઞાનની વિરાધના કરીને, આશાતના કરીને, જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. **હવે જ્ઞાનાવરણીય કર્મ કેમ બંધાય તે સાત બોલ કહે છે**-૧ સિદ્ધાંત શાસ્ત્ર વેચે, ૨ કુદેવની પ્રશંસા કરે, ૩ જ્ઞાનને વિષે સંદેહ આણે, ૪ કુશાસ્ત્ર અને કુમતિની પ્રશંસા કરે, ૫ શાસ્ત્ર સિદ્ધાંતના મુલગા અર્થ ભાંગે, ૬ પારકા દોષ પ્રકાશે, ૭ મિથ્યાત્વ ઉપદેશે એ સાત બોલે જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં. ૧ અકાલવેલાએ જ્ઞાન ભણીને જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૨ વિનય કર્યા વિના જ્ઞાન ભણી કર્મ બાંધ્યાં હોય, ૩ બહુમાન વિના જ્ઞાન ભણીને કર્મ બાંધ્યાં હોય, ૪ ઉપધાન વહ્યા વિના જ્ઞાન ભણીને કર્મ બાંધ્યાં હોય, ૫ આપણા ગુરુને ઓલવીને કર્મ બાંધ્યાં હોય, ૬ સૂત્ર ખોટાં કહીને કર્મ બાંધ્યાં હોય, ૭ અર્થ ખોટો કહીને કર્મ બાંધ્યાં હોય, સૂત્ર અને અર્થ બન્ને ખોટાં કહીને કર્મ બાંધ્યાં હોય; એ આઠ અતિચારે કરીને જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

**હવે દર્શનાવરણીય કર્મ કહે છે**-તેની નવ પ્રકૃતિ દશ બોલે બંધાય તે દશ બોલ કહે છેઃ-૧ કુતીર્થની સ્તુતિ કરીને

દર્શનાવર્ણીય કર્મ બાંધ્યાં હોય, ૨. ધર્મ સંબંધી ફલતણે વિષે નિ:સંદેહ બુદ્ધિ નહિ ધરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૩ હિંસા કરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૪ ચારિત્ર થકી હીન એવા ગુરુની પ્રશંસા કરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૫ કુશાસ્ત્રની પ્રશંસા કરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યા હોય, ૬ મિથ્યાત્વ ઉપર ભાવ ધરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૭ અતિદુ:ખ અને અતિ શોક ધરીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૮ સમ્યક્ત્વને દુષણ લગાવીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૯ વ્રતને ન પાળીને દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, ૧૦ મિથ્યાત્વ ઉપજાવી અન્યાય માર્ગે બોલીને દર્શનાવરણીય કર્મ બાંધ્યા હોય, એ દશ પ્રકારે દર્શનાવરણીય કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

હવે વેદનીય કર્મની બીજી પ્રકૃતિ અશાતા વેદનીય પંદર ભેદે બાંધે તે પંદર ભેદ કહે છે–૧ જીવને મારીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૨ ઘણો ભાર ભરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૩ બંધન બાંધીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૪ છેદન કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૫ ભેદન કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૬ શાડી કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૭ પરને પીડા કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૮ જીવને ત્રાસવે કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૯ આક્રંદ કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય,

૧૦ પરદ્રોહ કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૧૧ થાપણમોસો કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૧૨ વિધ્વંસ યુદ્ધ કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૧૩ પરપ્રાણીને દમવે કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૧૪ ક્રોધ ઉપજાવીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય, ૧૫ પારકી નિંદા કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય એ પંદર ભેદે કરીને અશાતા વેદનીય કર્મ બાંધ્યાં હોય; આ ભવ, પરભવમાંહી, અનંતાભવમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં.

**હવે છ બોલે કરીને દર્શન મોહનીય કર્મ બાંધે તે** કહે છે—૧ કેવલજ્ઞાનની નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, ૨ સિદ્ધાંતના વચનની નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, ૩ ગુરુ-નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, ૪ સંઘ અને જિનમાર્ગની નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, ૫ અરિહંતની નિંદા કરીને કર્મ બાંધ્યાં હોય, ૬ કુમાર્ગ પ્રકાશી કર્મ બાંધ્યાં હોય એ છ બોલે કરીને દર્શન મોહનીય કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડ.

**હવે ચારિત્ર મોહનીય બે બોલે બાંધે તે કહે છે—૧** તીવ્ર કષાયના ઉદયે કરીને, ૨ હાસ્યાદિકે કરીને જીવ મોહ-નીય કર્મ બાંધે. જે કર્મે જીવ સંસારમાંહી ખૂંત્યો રહે, અનેક દુઃખ સહે એ મોહનીય કર્મની ઉત્કૃષ્ટી સ્થિતિ સિત્તેર કોડા-કોડી સાગરોપમ પ્રમાણ સંસારમાંહી રોલવે. એ મોહનીય કર્મ મદિરાપાન સરીખું છે, જેમ મદિરાપાન કર્યા પછી જીવ બેભાન થાય છે તેમ.

**હવે આયુષ્ય કર્મની ત્રીજી પ્રકૃતિ તિર્યંચનું આયુષ ત્રીશ બોલે બાંધે તે વીસ બોલ કહે છે**—૧ શિયળ રહિત, ૨ પરને વંચે, ૩ ખોટું બોલી મિથ્યાત્વ પોષે, ૪ કુકર્મ ઉપદેશે, ૫ તોલમાપ ખોટાં કરે, ૬ માયા કરે, ૭ વચન ખોટાં કરે-બોલે, ૮ કુડી શાખ ભરે, ૯ ખરો ખોટો ગંધ મેળવે, ૧૦ કપૂર કસ્તૂરીમાં ભેળ કરે, ૧૧ કેશરમાંહી ભેળ કરે, ૧૨ રૂપા, સોનામાંહી ભેળ કરે, ૧૩ અણહુતી જૂઠી આળ ચડાવે, ૧૪ ચોરી કરે-ખાતર પાડે, ૧૫ હીંગમાંહી ભેળ કરે, ૧૬ વઢવાડ કરે, ૧૭ ઘી, તેલ ભેળ સંભેળ કરે, ૧૮ કાપોત લેશ્યા કરે, ૧૯ નીલ લેશ્યા કરે, ૨૦ આર્ત્ત-ધ્યાન કરે એ વીશ બોલે કરી જીવ તિર્યંચનું આઉખું બાંધે, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતાભવમાંહી એ વીશે બોલે કરી કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

**હવે આયુષ કર્મની ચોથી પ્રકૃતિ નરકનું આઉખું વીશ બોલે બાંધે તે કહે છે**—૧ મદ મચ્છર ઘણો કરે, ૨ લોભ ઘણો કરે, ૩ અહંકાર ઘણો કરે, ૪ મિથ્યાત્વે રાચે, ૫ જીવને મારે, ૬ અસત્ય બોલે, ૭ અતિ કાયર થાય, વ્રત પચ્ચખ્ખાણ ન કરે, ૮ ભેદ કુભેદ ન જાણે, ૯ ચોરી કરે, ૧૦ નિત્ય વિષય સેવે, ૧૧ સંઘની નિંદા કરે, ૧૨ ગુરુની નિંદા કરે, ૧૩ જીવહિંસા કરે, ૧૪ જિનપૂજા રહિત, ૧૫ શીલ રહિત, ૧૬ મદીરાપાન કરે, ૧૭ રાત્રિભોજન કરે, ૧૮ મહા આરંભ કરે, ૧૯ રૌદ્રધ્યાન ધ્યાવે, ૨૦ કૃષ્ણ લેશ્યા કરે; એ વીશે બોલે કરીને જીવ નરકે જાય. એ વીશે બોલે

કર્મ બાંધ્યાં હો તે સવિ હું મન, વચન, કાયાએ કરી
. મિચ્છામિદુક્કડં.

**હવે પાપનામકર્મ આઠ બોલે કરી બાંધે તે** છે—૧ મહા મિથ્યાત્વી, ૨ અધર્મી ૩ દાન ન દે–પરને વારે, ૪ જિનમંદિર પડાવે, ૫ કઠોર ભાષા બોલે, મહાપાપ–આરંભ કરે, ૭ પરનિંદા કરે, ૮ પરદ્રોહ -માઠું ચિંતવે; એ આઠે બોલે કરીને આ ભવમાંહી, પર- માંહી, અનંતાભવમાંહી કર્મ બાંધ્યાં હોય તે સવિ હું ., વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**હવે નીચ ગોત્ર પાંચ બોલે બાંધે તે પાંચ બોલે કહે** -૧ પારકા ગુણ ઢાંકે, ૨ પારકા અવગુણ કહે, ૩ ચાડી ., ૪ અણુસાંભળી વાત ચલાવે, ૫ અણદીઠાને દીઠું કહે પાચે બોલે કરી જીવ નીચ ગોત્ર બાંધે. એ પાંચ બોલે ી કર્મ બાંધ્યાં હોય, આ ભવમાંહી, પરભવમાંહી, અનંતા- વમાંહી તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

**હવે જીવ અંતરાય કર્મ અઢાર બોલે બાંધે તે અઢાર** ોલ કહે છે–૧ કરુણાહીન, ૨ દાન ન દે, ૩ અસમર્થ જીવ પર કોપે, ૪ ગુરુને અનુસરે નહિ, ૫ તપસી ન વાંદે, ૬ જિનપૂજા નિષેધે, ૭ જિન વચન ઉત્થાપે, ૮ જિનધર્મમાં વેઘ્ન કરે, ૯ સૂત્ર ભણતાં અંતરાય કરે, ૧૦ ભલાં પદ ભણતાં અંતરાય કરે, ૧૧ રૂડે માર્ગે ચાલતાં અંતરાય કરે, ૧૨ પરમાર્થ કહેતાં હાંસી કરે, ૧૩ વિપરીત પ્રકાશે, ૧૪ અસત્ય બોલે, ૧૫ અદત્ત લે, ૧૬ માઠાં કર્મ પ્રકાશે, ૧૭

સિદ્ધાંતની અવહેલણા કરે, ૧૮ સિદ્ધાંત શાસ્ત્રને સાચવે નહિ એ અઢાર બોલે કરે કરીને જીવ અંતરાય કર્મ બાંધે. એ અઢા બોલે કરીને જીવે અંતરાય કર્મ બાંધ્યાં હોય તે સવિ હુ મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

**શ્રી વીતરાગાય નમઃ**—સંસારમાં અનંતાં પરિભ્રમણ વડે વિવિધ જાતિમાં પૃથ્વીકાયાદિક જીવો જે મરી ગયા હોય તેમને ખામુ છું. મારે જીવે ચોરાશી લાખ જીવા-યોનિના ભવ પામીને, સંસારચક્રમાં ભમીને, ચોવીસ દંડકે ફરીને, ચાર ગતિમાં રઝલીને, ચાર ગતિનાં આયુષ પામીને, પાંચસો ત્રેસઠ જીવના ભેદ પામીને મારે જીવે રાગે કરીને, દ્વેષે કરીને, ક્રોધે કરીને, માને કરીને, માયાએ કરીને, લોભે કરીને, અજ્ઞાને કરીને, મિથ્યાત્વે કરીને, અવિરતે કરીને, મોહે કરીને, મત્સરે કરીને, કષાયે કરીને, પ્રમાદે કરીને, નિદ્રાએ કરીને, આળસે કરીને, ભયે કરીને, શોકે કરીને દુગંચ્છાએ કરીને, કલેશે કરીને, અભ્યાખ્યાને કરીને, હાંસી કરીને, રતિ કરીને, અરતિ કરીને, સ્પર્શેન્દ્રિયે કરીને, રસેંદ્રિયે કરીને, ઘ્રાણેંદ્રિયે કરીને, આહારસંજ્ઞાએ કરીને, ભયસંજ્ઞાએ કરીને, મૈથુનસંજ્ઞાએ કરીને, પરિગ્રહસંજ્ઞાએ કરીને, દેશકથા કરીને, રાજકથા કરીને, સ્ત્રીકથા કરીને, ભોજનકથા કરીને, માયાશલ્ય કરીને, ઋદ્ધિગારવ કરીને, રસગારવ કરીને, શાતાગારવ કરીને, કૃષ્ણલેશ્યા કરીને, નીલ લેશ્યા કરીને, કાપોતલેશ્યા કરીને, તેજોલેશ્યા કરીને, અસિ કરીને, મસી કરીને, કૃષિ કરીને, કામે કરીને, આશાએ કરીને, તૃષ્ણાએ કરીને, ફરતાં, ચરતાં ને તરતાં એ ત્રણે વાહન ઉપર

બેસવે કરીને, ભાર ભરવે કરીને જીવની વિરાધના થઈ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

ઘાણી પીલાવવે કરીને, ક્ષેત્ર ખેડવે કરીને, વાડીઆરામે કરીને, ત્રીશ મોહનીય સ્થાનક સેવીને, સમ્યક્ત્વ મોહનીયે કરીને, મિશ્ર મોહનીયે કરીને, મિથ્યાત્વ મોહનીયે કરીને, કામરાગે કરીને, સ્નેહરાગે કરીને, દૃષ્ટિરાગે કરીને, સ્ત્રીવેદે કરીને, પુરુષવેદે કરીને, નપુંસકવેદે કરીને, રામાએ કરીને મને કરીને, વચને કરીને, કાયાએ કરીને, કુગુરુ, કુદેવ, કુધર્મની શ્રદ્ધાએ કરીને, હીણાની સંગતે કરીને, આહારે કરીને, નિહારે કરીને, ભોગે કરીને, રોગે કરીને, સુખે કરીને, દુઃખે કરીને, સંપદાએ કરીને, સંજોગે કરીને, વિયોગે કરીને, ઇષ્ટે કરીને, અનિષ્ટે કરીને, આર્ત્ત ધ્યાને કરીને, રૌદ્રધ્યાને કરીને, સંકલ્પે કરીને, સ્વાર્થે કરીને વગર સ્વાર્થે કરીને, અસંતોષપણે કરીને, પરને વિઘ્ન કરીને, સંતોષપણે કરીને, કોઈને ત્રાસ પમાડવે કરીને, કોઈના જીવને ઉદ્વેગ કરીને, ચાર કષાય કરીને, પાંચ આશ્રવ સેવીને, છકાયજીવની વિરાધના કરીને, સાત વ્યસન સેવીને, આઠ દોષે કરીને, નવ પ્રકારની વાડ ભાંગવે કરીને, દશ જણનો અવિનય કરીને તેર કાઠીઆએ કરીને, ચૌદરાજમાં ભમીને, પંદર કર્માદાન કરીને, સોલ કષાયે કરીને, સત્તરભેદે અસંજમ સેવીને, મહારે જીવે આ ભવ, પરભવ સંયમની વિરાધના કરી હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી અરિહંતની શાખે, સિદ્ધની શાખે સાધુની શાખે, દેવતાની શાખે, ગુરુની શાખે, પોતાના આત્માની શાખે તે સર્વ પાપ પ્રતિનિંદું છું.

અઢાર પાપસ્થાનક સેવીને આ ભવ, પરભવને વિષે મ
કર્મ બાંધ્યાં હોય તે અઢાર પાપસ્થાનકનાં નામ કહે છે-

૧ પ્રાણુતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુ
૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રા
૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧
રતિઅરતિ, ૧૬ પરપરિવાદ, ૧૭ માયામૃષાવાદ, ૧૮ મિથ્ય
ત્વશલ્ય; એ અઢાર પાપસ્થાનક આ ભવને વિષે, પરભવ
વિષે સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ
હો તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ
દુક્કડં.—તે સર્વે પાપ મુઝને નિષ્ફલ થાઓ.

**પાંચે ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો સેવીને,** પચ્ચીશ ક્રિય
કરીને, પાંચ પ્રકારે મૈથુન સેવીને, બાર અવિરતિ કરીને
પચ્ચીશ કષાયે કરીને, પંદર જોગે કરીને, ત્રીશ પ્રકારે મોહ
નીય સ્થાનક સેવીને મારે જીવે જે કાંઈ કર્મ બાંધ્યાં હોય
તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં

જ્ઞાનની વિરાધના કરી હોય, દર્શનની વિરાધના કરી
હોય, ચારિત્રની વિરાધના કરીને હોય, વ્રત લઈને ભાંગ્યાં હોય,
ઉત્સૂત્રની પ્રરૂપણા કરી હોય, આ ભવ, પરભવને વિષે તે સર્વ
પાપ પ્રતિનિંદુ છું, આત્માની શાખે, ગુરુની શાખે. તે સર્વ
પાપ મુજને નિષ્ફલ થાઓ—તસ્સ મિચ્છામિદુક્કડં.

પાપનો ઉપદેશ દીધો હોય, ખોટો માર્ગ પ્રકાશ્યો હોય,
પ્રમાદ કર્યો હોય, કોઈને ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩
ભોગાંતરાય, ૪ ઉપભોગાંતરાય, ૫ વીર્યાંતરાય એ પાંચ

બેસવે કરીને, ભાર ભરવે કરીને જીવની વિરાધના થઈ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

ઘાણી પીલાવવે કરીને, ક્ષેત્ર ખેડવે કરીને, વાડીઆરામે કરીને, ત્રીશ મોહનીય સ્થાનક સેવીને, સમ્યકત્વ મોહનીયે કરીને, મિશ્ર મોહનીયે કરીને, મિથ્યાત્વ મોહનીયે કરીને, કામરાગે કરીને, સ્નેહરાગે કરીને, દષ્ટિરાગે કરીને, સ્ત્રીવેદે કરીને, પુરુષવેદે કરીને, નપુંસકવેદે કરીને, રામાએ કરીને મને કરીને, વચને કરીને, કાયાએ કરીને, કુગુરુ, કુદેવ, કુધર્મની શ્રદ્ધાએ કરીને, હીણાની સંગતે કરીને, આહારે કરીને, નિહારે કરીને, ભોગે કરીને, રોગે કરીને, સુખે કરીને, દુઃખે કરીને, સંપદાએ કરીને, સંજોગે કરીને, વિયોગે કરીને, ઇષ્ટે કરીને, અનિષ્ટે કરીને, આર્ત્ત ધ્યાને કરીને, રૌદ્રધ્યાને કરીને, સંકલ્પે કરીને, સ્વાર્થે કરીને વગર સ્વાર્થે કરીને, અસંતોષપણે કરીને, પરને વિઘ્ન કરીને, સંતોષપણે કરીને, કોઈને ત્રાસ પમાડવે કરીને, કોઈના જીવને ઉદ્વેગ કરીને, ચાર કષાય કરીને, પાંચ આશ્રવ સેવીને, છકાયજીવની વિરાધના કરીને, સાત વ્યસન સેવીને, આઠ દોષે કરીને, નવ પ્રકારની વાડ ભાંગવે કરીને, દશ જણનો અવિનય કરીને તેર કાઠીઆએ કરીને, ચૌદરાજમાં ભમીને, પંદર કર્માદાન કરીને, સોલ કષાયે કરીને, સત્તરભેદે અસંજમ સેવીને, મહારે જીવે આ ભવ, પરભવ સંયમની વિરાધના કરી હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી અરિહંતની શાખે, સિદ્ધની શાખે સાધુની શાખે, દેવતાની શાખે, ગુરુની શાખે, પોતાના આત્માની શાખે તે સર્વ પાપ પ્રતિનિંદું છું.

અઢાર પાપસ્થાનક સેવીને આ ભવ, પરભવને વિષે મહા કર્મ બાંધ્યાં હોય તે અઢાર પાપસ્થાનકનાં નામ કહે છે—

૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ માન, ૮ માયા, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨ કલહ, ૧૩ અભ્યાખ્યાન, ૧૪ પૈશુન્ય, ૧૫ રતિઅરતિ, ૧૬ પરપરિવાદ, ૧૭ માયામૃષાવાદ, ૧૮ મિથ્યાત્વશલ્ય; એ અઢાર પાપસ્થાનક આ ભવને વિષે, પરભવને વિષે સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યાં હો તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિ, દુક્કડં.—તે સર્વ પાપ મુઝને નિષ્ફલ થાઓ.

**પાંચે ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો સેવીને,** પચ્ચીશ ક્રિયા કરીને, પાંચ પ્રકારે મૈથુન સેવીને, બાર અવિરતિ કરીને, પચ્ચીશ કષાયે કરીને, પંદર જોગે કરીને, ત્રીશ પ્રકારે મોહનીય સ્થાનક સેવીને મારે જીવે જે કાંઈ કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

જ્ઞાનની વિરાધના કરી હોય, દર્શનની વિરાધના કરી હોય, ચારિત્રની વિરાધના કરીને હોય, વ્રત લઈને ભાંગ્યાં હોય, ઉત્સૂત્રની પ્રરૂપણા કરી હોય, આ ભવ, પરભવને વિષે તે સર્વ પાપ પ્રતિનિંદું છું, આત્માની શાખે, ગુરુની શાખે. તે સર્વ પાપ મુજને નિષ્ફલ થાઓ—તસ્સ મિચ્છામિદુક્કડં.

પાપનો ઉપદેશ દીધો હોય, ખોટો માર્ગ પ્રકાશ્યો હોય, પ્રમાદ કર્યો હોય, કોઈને ૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉપભોગાંતરાય, ૫ વીર્યાંતરાય એ પાંચ

પ્રકારના અંતરાય કરીને કર્મ બાંધ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ વિરાધી હોય, અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, દેશવિરતિ, સર્વવિરતિ જંગમ તીર્થ તેહની આશાતના કરી હોય તે સવિ હું મન, મન, વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

અવર્ણવાદ બોલીને, લહેણા કરીને, નિંદા કરીને, વિકથા કરીને, હાંસી કરીને, વિવાદ ઝઘડો કરીને, તમાસો જોવે કરીને, નાટક જોવે કરીને, ચોર મારતાં કરીને, અતિમાન કરીને, હોલીની લડાઈ જોવે કરીને, વાદ વઢવાડ કરીને જે પાપ કર્યું હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

છિદ્ર જોવે કરીને, કદાગ્રહ કરવે કોરીને, અનર્થદંડ કરીને, કોઈનું માઠું ચિંતવીને, કોઈને ખોટી શિખામણ દઈને આ ભવને વિષે, પરભવને વિષે, અતીત, અનાગત, વર્ત્તમાનકાલને વિષે મ્હારે જીવે કોઈ પાપકર્મ કર્યાં હોય, કરાવ્યાં હોય, અનુમોદ્યાં હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં—સર્વ પાપ નિષ્ફલ થાઓ.

**હવે મારા જીવે** મનુષ્યના ભવે, દેવતાના ભવે, તિર્યંચના ભવે, નારકીના ભવે, જીવહિંસા કરી હોય. છ કાયના જીવ વિરાધ્યા હોય, પ્રાણ લીધા હોય, આકરા કર કીધા હોય, એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય એ રીતે પૃથ્વીકાય આદિ જીવ આરંભ, સમારંભ કરતાં, સ્ફટિકરત્ન, મણિરત્ન, પરવાલાની જાત, ધાવડીની જાત, ખડીની જાત,

લુણની જાત, હરતાલની જાત, પારાની જાત, મણશીલની જાત, અબરખની જાત, તેજંતૂરીની જાત, પલેવા, પાષાણની જાત, સિંધવની જાત, રત્નની જાત, મણિની જાત, સોનાની જાત, રૂપાની જાત, જસતની જાત, તરવાની જાત, સીસાની જાત, લોહની જાત, સર્વ પાષાણની જાત, કાળી માટીની જાત, ઇત્યાદિક પૃથ્વી કાયના જીવ, ખાણો ખણાવી હોય, ધાતુ ગળાવી હોય, ઘર બંધાવ્યાં હોય, ટાંકાં ખણાવ્યાં હોય, ભોંયરાં ખોદાવ્યાં હોય, ખેતર ખેડાવ્યાં હોય, પૃથ્વીકાયનાં પેટ ફોડયાં હોય, ઇંટિવા કરાવ્યા હોય, નીભાડા પચાવ્યા હોય, પર્વત ફોડાવ્યા હોય, ચૂના કરાવ્યા હોય, ખેતીવાડી કરાવી હોય; એણીપેરે પૃથ્વીકાયના આરંભ, સમારંભ કરીને કર્મ બાંધ્યાં હોય, આ ભવે, પરભવે, અનેરે ભવે જે કોઈ દોષ લાગ્યો હોય, સૂક્ષ્મ, બાદર, જાણતાં, અજાણતાં તે સવિ હું મન, વચન, કાયાએ કરીને શ્રી સિદ્ધાચલની શાખે, શ્રી સીમંધરસ્વામીની શાખે, બે ક્રોડી કેવલજ્ઞાનીની શાખે, સાધુ, સાધ્વીની શાખે, શ્રાવક, શ્રાવિકાની શાખે, ચતુર્વિધ સંઘની શાખે કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**મારા જીવે અપ્કાયના જીવની વિરાધના કરી હોય**—જમીનનાં પાણી, કૂવાનાં પાણી, વાવનાં પાણી, દ્રહનાં પાણી, ઠાર વરસતાં, ધુવાર વરસતાં, મેઘ વરસતાં, પાણીના જીવ વિરાધ્યા હોય; કૂવા, વાવ, સરોવર, દ્રહ ફોડાવ્યા હોય, અણગલ પાણી વાવર્યાં હોય, સંખારો સૂકવ્યો હોય, પાણીમાંહી ક્રીડા કરી હોય, ઝીલણે ઝીલ્યા, છાંટણે છાંટયાં, અણગલ પાણીએ ધોતિયાં ધોયાં, કોશ ચલાવી ક્યારા બાંધ્યાં,

ખેતર વાડીઓ સીંચાવી, દ્રહ ઉલેચ્યા હોય, દરિયામાં વહાણ ચલાવ્યાં હોય, જલના જીવ વિરાધ્યા હોય, અણગલ પાણી ઢોળ્યાં હોય, ઇત્યાદિક અપ્કાયના જીવની વિરાધના આરંભ, સમારંભ કરતાં હુઈ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**મારા જીવે તેઉકાયની વિરાધના કરી હોય—** અંગારાનો અગ્નિ, મુર્મુરનો અગ્નિ, ભાસ્વર અગ્નિ, જ્વાલા અગ્નિ, વિદ્યુત અગ્નિ, વજ્રનો અગ્નિ, ઉલ્કાપાતનો અગ્નિ ઇત્યાદિક અગ્નિએ કરીને નીભાડા પચાવ્યા હોય, ગામ બાળ્યાં હોય, ચૂલા સંધરૂકચા હોય, ઇંટવા પચાવ્યા હોય, લોહના અંગાર પ્રવર્તાવ્યા હોય, અગ્નિકાય સંબંધી રોજગાર કરાવ્યા હોય, ધાણી ચણા પકાવી વેપાર કર્યા કરાવ્યા હોય, પંચપર્વી વિરાધી હોય, હિંસા કરાવી હોય; ઇત્યાદિક તેઉકાય સંબંધી આરંભ, સમારંભ કરતાં પાપ, દોષ લાગ્યા હોય તસ્સ મિચ્છામિદુક્કડં.

**મારે જીવે વાઉકાયના જીવની વિરાધના કરી હોય**-ભમતો વાયુ, મંડલિક વાયુ, નિર્મલ વાયુ, ગુંજતો વાયુ, ઘનવાયુ, તનવાયુ, વાયુકાયના જીવની વિરાધના કીધી હોય, મુખે કરીને, વિંઝણે કરીને, વસ્ત્રના છેડે કરીને, પછેડીએ કરીને, ધ્વજા, પતાકા, સૂપડા પ્રમુખે કરીને વાયુકાયના જીવની વિરાધના થઈ હોય, ઉઘાડે મુખે બોલ્યા હોય, તાપાક્રાંત ભણી વાયુની ઇચ્છા થઈ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિ દુક્કડં.

મારે જીવે વનસ્પતિકાયની વિરાધના કરી હોય-વૃક્ષ છેદ્યાં, થડ છેદ્યાં, ફળ, ફૂલ પત્ર છેદ્યાં હોય, છૂંદ્યાં હોય, સૂ કીધાં હોય, મૂળ કાઢ્યાં હોય, કઢાવ્યાં હોય, કૂણી ફલી, કૂણ આંબલી, પોંક, પાપડી, ઓળા ખાધા હોય, ખેતર નિંદ નિંદાવ્યાં હોય, લૂણી કરી હોય, વન કપાવ્યાં હોય, આંબા રાયણ, મહુડા, બાવલ, સાગ, સીસમ, વડ, પીંપલ, લીંબડા ખીજુ, ખાખરા, જાંબુ, ગોરડી, કેરડા, કલંક, થેર ઇત્યાદિક મોટાં વૃક્ષ છેદ્યાં છેદાવ્યાં; મૂલા, ગાજર, સુરણકંદ, આદુ મોથ, સકરકંદ, રતાલુ, પીંડાલુ, ડુંગળી લસણ, ગરમર બટાટા, ઊંબરાના ટેટા, વડના ટેટા, પીપરના ટેટા, પીપલાના ટેટા, કાલોંબરાનાં ટેટા, પાંચ ઊંબરાની જાતો; મધ, માંખણ, મદિરા, માંસ એ ચાર મહા વિગય એમની જાતો; સોમલ, ખાર, તાલકુટ વિષ, અફીણ, કરા, સર્વ જાતની માટી રાત્રિ-ભોજન, છાલ, પંપોટા, બહુબીજ, અનંતકાય, અભક્ષ્ય, બોળ અથાણું, ઘોલવડાં, અજાણ્યાં ફલ, રીંગણાની જાત ફળ, ફૂલ, ગુંદાં, પીલુ, તુંબીફલ, ચલિતરસ, વજ્રકંદ, લીલી હલદર, આદુ, લીલો કચુરો, સતાવરી, લીલી વરિયાળી, કુંવાર, થોર, લીલી ગળો, વંસકારેલાં, ખસખસ, ગાજરકંદ, લૂણીની ભાજી, નીસલોટાકંદ, કૂણાં કુંપલ, મોથ, ખરસાણી, ભમરવૃક્ષની છાલ, ખીલોડાં, અમૃતવેલ, ભૂમિરૂહ, ધાન્યના અંકુરા, વત્થુલાની ભાજી, પલ્યંકનું ઝાડ, આલુ, પીંડાલુ ઈત્યાદિક બાવીસ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય ભક્ષણ કીધાં હોય, હરિતકાય સંબંધી પાપનો દોષ લાગ્યો હોય તે સવી હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**મારા જીવે ત્રસકાયની વિરાધનાં કરી હોય**–કરમિયા, ઈટલ, લટ, વાલો, કંથમાલ, હુસતા, કચુર, ગાંડરાં, વ્યંતરિયાં, ચૂડેલ, શંખ, શંખલાં, છીપ, પૂરા, જલો, ગંડોલાં, અલસિયાં, કોડા, મેહેરાં ઇત્યાદિક બેઇંદ્રિય જીવ, હણ્યા, હણાવ્યા હોય, ગધેયાં, કુંથુવા, જુ, લીખ મારી હોય, માંકડ માર્યા, ખાટલા તડકે નાખ્યાં, ઝાટકયા, મંકોડા માર્યા, ખાંડ, સાકર, તેલ ઘીનાં ભાજન ઉઘાડાં મૂકયાં, કીડી મંકોડીનાં બીલ મધ્યે પાણી રેડયાં, છાણુ લેતાં જતના ન કીધી, વાસી ગાર રાખી, છાણમધ્યે જીવ ઉપન્યા, લીલાં છાણાં બાળ્યાં, ઘીમેલ, ઉધેઈ, જુઆ, ચોરકીડા, ધનેડાં, ચણા, ધાન્ય ઉપણ્યાં, સજીવ ભરડયાં, ખાંડયાં, ઇંદ્રગોપ, ખડમાંકડી, કંસારી, ગંડોલા. ગીંગોડા ઇત્યાદિક તેઇંદ્રિય જીવ આરંભ સમારંભ કરતાં વિરાધ્યા હોય. મહારે જીવે ચઉરિંદ્રિય જીવ કરોળિયા, કંસારી, માખી, કુંતી, વીંછી, તીડ, મચ્છર, ડાંસ, પતંગિયાં, કૂદાં, ભમરા, ભમરીઓ, કાનખજૂરા, આગિયા, ભીંગોડા ઇત્યાદિક ચઉરિંદ્રિય પ્રાણીને અગ્નિએ કરીને, ધુંવાડે કરીને મૂંઝવ્યા હોય; દીવા ઉઘાડા મૂકયા હોય, ઘી, તેલ, છાસ, દહીં, દૂધ પ્રમુખનાં ભાજન ઉઘાડાં મૂકયાં હોય તે માંહી ચઉરિંદ્રિય જીવની આરંભ, સમારંભ કરતાં વિરાધના થઈ હોય તે સવિ હું મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**મારે જીવે પંચેંદ્રિય જીવ**—જલચર, સ્થલચર, ખેચર, ઉરપરિસર્પ, ભુજપરિસર્પ–જલચર તિર્યંચ. પંચેંદ્રિય જીવ–મગરમચ્છ, કાચબા, મગર, માછલાં, દેડકાં, ગ્રાહ,

સુસુમાર, નક્ર, ચક્ર, જલહસ્તિ, જલઘોડા, જલમાણસો ઇત્યાદિક **જલચર** જીવ વિરાધ્યા હોય. હવે **સ્થલચર જીવ**—સીયા, હરણ, રોઝ, સુવર, સંબર, નહાર, ઝરકચિયાં, વાઘ, સિંહ, હાથી, ઘોડા, ઊંટ, પાડા, ભેંસ, ગાય, ગોધા, બોકડા, ગાડરા, એક શૃંગા, ગધેડાં, વેસર, રીંછ, વાંદરાં, શ્વાન, બિલાડી, વણીયર, લોંકડી, શેઢાડી પ્રમુખ સ્થલચર તિર્યંચ પંચેંદ્રિય જીવને પીડા ઉપજાવી હોય, આ ભવે, પરભવે, પાપીને ભવે, ચાંડાલને ભવે, પારધીને ભવે, અસુરને ભવે, માંસાહારીને ભવે, મ્લેચ્છને ભવે, નીચ કુળને ભવે ઇત્યાદિક ભવે વનચર જીવ હણ્યા, હણાવ્યા, મૃગ પાસલે નાખ્યા, આહેડી કરી, શિકાર, ખેલી પાપકર્મ બાંધ્યાં હોય; હવે **ખેચર જીવ**—હંસની જાત, મોરની જાત, બગલાની જાત, કાગડાની જાત, પોપટની જાત, પારેવાંની જાત, કાબર, કોયલ, હોલા, તેતર, સારસ, સમુદ્રગપક્ષી, વિતતપક્ષી, સમડી, સીંચાણા, ઘુવડ, કુંચ, બટેર, ચરકલાં, બલાહક, બગ, ઢીક, ચકોર, ચક્રવાક, ચાતક, કપીંજલ, કાલકંઠ, કુર્કટ, કારીંટક, કારંડ, બકાદંબ, ભારંડ, ભંગ, ભારદ્વી, શકુનિકા ઇત્યાદિક ખેચર પંખી જીવ હણ્યા, હણાવ્યા, ઊડતાં પંખી પાડ્યાં હોય; મહારે જીવે **ઉરપરિસર્પ**—અહિ, અજગર, ગોપરડવા, બાંભણી, કૃષ્ણસર્પ, કંકાહીક, પદ્મનાગણી ઇત્યાદિક ઉરપરિસર્પ હણ્યા, હણાવ્યા હોય; **ભુજપરિસર્પ**—નોલ, કોલ, ઊંદર, ગીરોલી, ખીલોડી, કાકીડા, ગોધા ઇત્યાદિક ભુજપરિસર્પને હણ્યા, હણાવ્યા હોય આ ભવે, પરભવે વિરાધના થઈ હોય તે મન, વચન, કાયાએ કરીને તસ્સ મિચ્છામિદુક્કડં.

**હવે મારા જીવે અઢીદ્વીપ મધ્યે ગર્ભજ મનુષ્ય, સંમુચ્છિંમ મનુષ્યની વિરાધના કરી**—બ્રાહ્મણને ભવે મિથ્યાત્વ સેવ્યાં હોય, અણગલ પાણી વાવર્યા, તલાવ નદીએ સ્નાન કીધાં હોય, કરાવ્યાં હોય, પત્રાવલિમાં જમ્યા, મહા માસે નાહ્યા, નોરતે રમ્યા, અધિક માસે નાહ્યા, અનેરા પાપને વિષે પ્રવર્ત્યા; ક્ષત્રીને ભવે આહેડી શિકાર કરી કર્મ બાંધ્યાં હોય, વધ, બંધન, કીધાં, છેદન, ભેદન કીધાં; રાજાને ભવે અન્યાય કીધા, દંડ કીધા, લાંચ લીધી, બંધીખાને નાખ્યા, ગામ હણ્યાં, કોટવાલને ભવે ત્રાસ પમાડયાં, મહા આકરા કર કીધા, રાજદંડ ઊપજાવ્યા; ઘાંચીને ભવે તલ પીલ્યા; સરસવ, એરંડા, ખસખસના આરંભ લાગ્યા હોય; ઘાણી કરાવી, કોલુ મધ્યે શેલડી પીલાવી; કસાઈને ભવે જીવના છેદન ભેદન કીધાં, મહાપાપ કીધાં, રાંકને ભવે જીવના છેદન, ભેદન કીધાં, મહાપાપ કીધાં, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ચતુર્વિધ સંઘની નિંદા કરી મહા પાપ બાંધ્યાં; વ્રત લઈ વિરાધ્યાં, ચારિત્રને વિષે દોષ લગાડયા; સમ્યક્ત્વ મૂલ બાર વ્રતના અતિચાર ટાળ્યા નહિ. દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, ગુરુદ્રવ્ય, સાધારણદ્રવ્ય ઇત્યાદિક ભક્ષણ કર્યાં, ઉપેક્ષિત કર્યાં, છતી શક્તિએ સારસંભાળ કીધી નહિ, માતા, પિતા, ભાઈ, ભોજાઈ, દાદા, દાદી, કાકા, કાકી, મામા, મામી, ભાઈ, બહેન, બેટા, બેટી, ભાણેજ, ભત્રીજા, ભત્રીજી, કલત્ર, વહુ, પૌત્ર, પૌત્રી, પિત્રાઈ, ગોત્રાઈ, સગા સંબંધી, કુટુંબ, પરિવાર, સજ્જન, મિત્ર, સાધર્મી, પ.ડેશી, દાસ, દાસી, વાણોતર, ચાકર ઇત્યાદિક

જીવને રાગદ્વેષે કરીને, વઢવાડે કરીને, કામવશે કરીને, કલહ કરીને, ક્રોધ કરીને દુહવ્યા હોય, મરાવ્યા હોય, બંધીખાને નખાવ્યા હોય, દંડાવ્યા હોય, જીવથી રહિત કર્યા હોય કરાવ્યા હોય, અશાતા ઉપજાવી હોય આ ભવે, પરભવે, ભવોભવે તે મન, વચન, કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડં.

મારે જીવે પડિસિદ્ધાણં કરણે—પ્રતિષેધ કરેલ વસ્તુનું આચરણ કર્યું હોય, જીવાજીવાદિક નવતત્વ, ષડ્દ્રવ્ય, સાત નય, ચાર નિક્ષેપા, નિગોદાદિકના સૂક્ષ્મ, પુદ્‌ગલ વિચાર સદ્દહ્યા નહિ; આપણી કુમતિ લગે ઉત્સૂત્ર પ્રરુપણા કીધી, મિથ્યાત્વીના ધર્મ પ્રવર્ત્તાવ્યા; પરદર્શનની ઉન્નતિ વધારી હોય; મહા આરંભ કરાવ્યા હોય, આકરા કર કીધાં હોય, નિંદા કરી હોય, તીર્થ ઉથાપ્યાં હોય, અનેરી આશાતના કીધી હોય, અઢાર પાપસ્થાનક સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, અનેરું વીતરાગની આજ્ઞા વિરુદ્ધ કર્યું હોય; બહુબીજ, બાવીસ અભક્ષ્ય, બત્રીશ અનંતકાયનું ભક્ષણ કર્યું હોય; ચોરાશી લાખ જીવાયોનિ માંહી મહારે જીવે જે કાંઈ જીવ હણ્યા હોય, હણાવ્યા હોય, હણતાં પ્રત્યે અનુમોદ્યા હોય; શ્રાવકતણે ધર્મે સમ્યકત્વમૂળ બારવ્રત એકસો ચોવીસ અતિચાર લાગ્યા હોય તે સર્વે મન, વચન, કાયાએ કરીને શ્રી સિદ્ધાચલની શાખે, સીમંધરસ્વામીની શાખે, બેકોડી કેવલીની શાખે, બેહજાર કોડી મુનિવરની શાખે, ચતુર્વિધ સંઘની શાખે, આત્માની શાખે તસ્સ મિચ્છામિદુક્કડં. ઇતિ આલોયણા (મુનિશ્રી કલ્યાણ વિમલજીકૃત.) એ રીતે આલોયણા કરે તે પ્રાણી થોડા ભવમાં સિદ્ધિને વરે, ભદ્રિક પરિણામી થાય.

શ્રી સિદ્ધાચલનો અભિગ્રહ લે તેને ઘેર બેઠાં શ્રી સિદ્ધાચલની જાત્રાનું ફળ થાય. એ રીતે આલોયણા કરવી, કરાવવી તે મોટા લાભનું કારણ છે.

---

## શ્રી પર્યન્તારાધના

માંદો મનુષ્ય નમસ્કાર કરીને આ પ્રમાણે કહે: 'હે ભગવન્! હવે અવસરને ઉચિત ફરમાવો.' ત્યારે ગુરુ છેવટની આરાધના આ પ્રમાણે કહે છે. ૧

અતિચારને આલોવવા જોઈએ, વ્રતો ઉચ્ચારવા જોઈએ, જીવોને ક્ષમા આપવી જોઈએ અને ભવ્ય આત્માઓએ અઢાર પાપસ્થાનક વોસીરાવવાં જોઈએ. ૨

ચાર શરણ ગ્રહણ કરવા જોઈએ; દુષ્કૃત (પાપ)ની નિંદા કરવી જોઈએ; અને સારા કામોની અનુમોદના કરવી જોઈએ, અનશન કરવું જોઈએ, અને પંચ પરમેષ્ઠિ નમસ્કાર કરવો જોઈએ. ૩

જ્ઞાનમાં, દર્શનમાં, ચારિત્રમાં, તપમાં, વીર્યમાં એ રીતે પંચવિધ આચારમાં લાગેલા અતિચારો આલોવવા જોઈએ. ૪

સામર્થ્ય છતાં પણ જ્ઞાનીઓને વસ્ત્ર, અન્ન વગેરે ન આપ્યુ હોય અથવા તેમની અવજ્ઞા કરી હોય તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૫

પાચ પ્રકારના જ્ઞાનની નિંદા કરી હોય અથવા ઉપહાસ (મશ્કરી) કરી હોય અથવા ઉપઘાત કર્યો હોય તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૬

જ્ઞાનોપકરણ–પાટી, પોથી વગેરેની જે કાંઈ આશાતના થઈ હોય તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૭

નિઃશંકા વગેરે આઠ પ્રકારના ગુણસહિત ને સમ્યકત્વ રૂડે પ્રકારે મેં પાળ્યું ન હોય તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૮

જિનેશ્વરની યા જિનપ્રતિમાની ભાવથી પૂજા કરી ન હોય તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૯

દેવદ્રવ્યનો મેં જો વિનાશ કર્યો હોય અથવા બીજાને નાશ કરતા જોઈ ઉપેક્ષા કરી હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૦

જિનેન્દ્રમંદિર વગેરેમાં આશાતના કરનારને પોતાની શક્તિ છતાં ન નિષેધ્યો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૧

પાંચ સમિતિ તથા ત્રિગુપ્તિ સહિત નિરંતર ચારિત્ર ન પાળ્યું હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૨

કોઈપણ રીતે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાયાદિ એકેંદ્રિય જીવોનો વધ કર્યો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૩

કોડા, શંખ, છીપ, પૂરા, જળો, અળશિયા વગેરે બેઇંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૪

કુંથુઆ, જુ, માંકડ, મંકોડા, વગેરે જે તે-ઇંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૫

વીંછી, માખી, ભ્રમર વગેરે ચઉરિંદ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૬

પાણીમાં વસનાર, જમીન ઉપર વસનાર કે આકાશમાં ઊડનાર કોઈ પણ પંચેન્દ્રિય જીવોનો વધ થયો હોય તો તે મારું દુષ્કૃત મિથ્યા થાઓ. ૧૭

ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી અથવા પરવશપણાથી મેં મૂઢ થઈ ને જે અસત્ય વચન કહ્યું હોય તે હું નિંદું છું, તેની ગર્હા કરું છું. ૧૮

કપટકળાથી બીજાને છેતરીને થોડું પણ અદત્ત ધન મેં ગ્રહણ કર્યું હોય તે હું નિંદું છું, તેની ગર્હા કરું છું. ૧૯

રાગથી અથવા દ્વેષથી દેવતા સંબંધી, મનુષ્ય સંબંધી અથવા તિર્યંચ સંબંધીનું જે મૈથુન મેં આચાર્યું હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૦

ધન, ધાન્ય, સુવર્ણ વગેરે નવ પ્રકારના પરિગ્રહ સંબંધમાં જે મમત્વભાવ મેં ધારણ કર્યો હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૧ .

જુદી જુદી જાતનાં રાત્રિભોજનત્યાગ આદિના નિયમોમાં મારાથી જે ભૂલ થઈ હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૨

જિનેશ્વર ભગવાને કહેલો બાહ્ય અને અભ્યંતર બાર પ્રકારનો તપ જે મારી શક્તિ પ્રમાણે ન કર્યો હોય તેની હું નિંદા ને ગર્હા કરું છું. ૨૩

મોક્ષપદને સાધવાવાળા યોગોમાં મન, વચન અને કાયાથી સદા જે વીર્ય ન ફોરવ્યું તેની હું નિંદા અને ગર્હા કરું છું. ૨૪

પ્રાણાતિપાતવિરમણવ્રત વગેરે બાર વ્રતોનો સમ્યક્ વિચાર કરી જ્યાં ગ્રહણ કરેલામાં ભંગ થયો હોય તે હવે જણાવ, તું કોપરહિત થઈને સર્વે જીવોને ક્ષમા આપ અને પૂર્વનું વેર દૂર કરીને સર્વેને મિત્ર હોય તેમ ચિન્તવ. ૨૫

મોક્ષમાર્ગની સન્મુખ જતાં વિઘ્નભૂત અને દુર્ગતિના કારણભૂત પ્રાણાપતિપાત, મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય આદિ અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કર. ૨૬

જે ચોત્રીશ અતિશય યુક્ત છે અને જેમણે કેવળજ્ઞાનથી પરમાર્થને જાણ્યા છે અને દેવતાઓએ જેમનું સમવસરણ રચ્યું છે, એવા અર્હંતોનું મને શરણ હોજો. ૨૭

જે આઠ કર્મથી મુક્ત છે, જેમની આઠ મહાપ્રતિહાર્યોએ શોભા કરી છે અને આઠ પ્રકારના મદના સ્થાનકોથી જે રહિત છે, તે અર્હંતોનું મને શરણ હોજો. ૨૮

સંસારરૂપી ક્ષેત્રમાં જેમને ફરી ઊગવાનું નથી, ભાવ શત્રુઓને નાશ કરવાથી અરિહંત બન્યા છે અને જે ત્રણ જગતને પૂજનીય છે તે અર્હંતોનું મને શરણ હોજો. ૨૯

ભયંકર દુઃખરૂપી લાખો લહરીઓથી દુઃખે કરી તરી શકાય એવો સંસારસમુદ્ર જે તરી ગયા છે, અને જેઓને સિદ્ધિસુખ મળ્યું છે તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૦

તપરૂપી મુદ્દગરથી જેમણે ભારે કર્મરૂપી બેડીઓ તોડી નાંખી મોક્ષસુખ મેળવ્યું છે તે સિદ્ધોનું મને શરણ હોજો.

ધ્યાનરૂપી અગ્નિના સંયોગથી સકળ કર્મરૂપ મળ જેમણે બાળી નાંખ્યો છે અને જેમનો આત્મા સુવર્ણમય નિર્મળ થયો છે તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૨

જેમને જન્મ નથી, જરા નથી, મરણ નથી તેમજ ચિત્તનો ઉદ્વેગ નથી, ક્રોધાદિ કષાય નથી તે સિદ્ધોનું મને શરણ હોજો. ૩૩

બેંતાલીસ દોષરહિત ગોચરી કરીને જે અન્નપાણી (આહાર) લે છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૪

પાંચ ઇંદ્રિયોને વશ રાખવામાં તત્પર, કામદેવના અભિમાનનો પ્રચાર જીતનારા, બ્રહ્મચર્યને ધારણ કરનારા મુનિઓનું મને શરણ હોજો. ૩૫

જે પાંચ સમિતિઓ સહિત છે, પાંચ મહાવ્રતનો ભાર વહન કરવાને જે વૃષભ સમાન છે અને જે પંચમ ગતિ (મોક્ષ)ના અનુરાગી છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૬.

જેમણે સકળ સંગનો ત્યાગ કર્યો છે, જેમને મણિ અને તૃણ, મિત્ર અને શત્રુ સમાન છે, જે ધીર છે અને મોક્ષમાર્ગને સાધવાવાળા છે તે મુનિઓનું મને શરણ હોજો. ૩૭

કેવળજ્ઞાનને લીધે દિવાકર સરખા તીર્થંકરોએ પ્રરૂપેલા અને જગતના સર્વ જીવોને હિતકારી એવા ધર્મનું મને શરણ હોજો. ૩૮

કરોડો કલ્યાણને ઉત્પન્ન કરનારી અને અનર્થ રચનાને નાશ કરનારી જીવદયાનું જેમાં વર્ણન થાય છે એવા ધર્મનું મને શરણ હોજો. ૩૯

પાપના ભારથી દબાયેલા જીવને કુગતિરૂપી કૂવામાં પડતો જે ધારણ કરી રાખે છે, તેવા ધર્મનું મને શરણ હોજો. ૪૦

સ્વર્ગ અને મોક્ષરૂપ નગરે જવાના માર્ગમાં ગુંથાયેલા લોકોને સાર્થવાહરૂપ છે, અને સંસારરૂપ અટવી પસાર કરાવી આપવામાં સમર્થ છે તે ધર્મનું મને શરણ હોજો. ૪૧

આ પ્રમાણે ચાર પ્રકારના શરણને ગ્રહણ કરનાર અને સંસારના માર્ગથી વિરક્ત ચિત્તવાળા મેં જે કાંઈ પણ દુષ્કૃત કર્યું હોય તેની હમણાં આ ચાર (અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞભાષિત ધર્મ)ની સમક્ષ નિંદા કરું છું. ૪૨

મિથ્યાત્વથી વ્યામોહ પામીને ભમતાં મેં મન, વચન કે કાયાથી કુતીર્થ (અસત્ય મત)નું સેવન કર્યું હોય તે સર્વની અત્રે હમણાં નિંદા કરું છું. ૪૩

જિનધર્મમાર્ગને જો મેં પાછળ પાડયો હોય અથવા તો અસત્ય માર્ગને પ્રગટ કર્યો હોય, અને જો હું બીજાને પાપના કારણભૂત થયો હોઉં તો તે સર્વની હમણાં હું નિંદા કરું છું. ૪૪

જન્તુઓને દુઃખ અપનારાં હળ, સાંબેલું વગરે જે મેં તૈયાર કરાવ્યાં હોય અને પાપીઓનું જે મેં ભરણ પોષણ કર્યું હોય તે સર્વની હમણાં હું નિંદા કરું છું. ૪૫

જિનચૈત્ય, પ્રતિમા, પુસ્તક અને ચતુર્વિધ સંઘરૂપ ાત ક્ષેત્રમાં જે ધનબીજ મેં વાવ્યું હોય તે સુકૃતની હું મનુમોદના કરું છું. ૪૬

આ સંસારરૂપી સમુદ્રમાં વહાણ સમાન જ્ઞાન, દર્શન મને ચારિત્ર જે સમ્યગ્ રીતે પાળ્યાં હોય તે સુકૃતની હું મનુમોદના કરું છુ. ૪૭

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધર્મિક અને જૈન સિદ્ધાંતને વિષે જે બહુમાન મેં કર્યું હોય તે સુકૃતની હું અનુમોદના કરું છું. ૪૮

સામયિક, ચતુર્વિંશતિ સ્તવન (ચોવીશ ભગવાનની સ્તુતિ) આદિ છ અવશ્યકમાં જે મેં ઉદ્યમ કર્યો હોય તે સર્વ સુકૃતની હું અનુમોદના કરું છું. ૪૯

આ જગતમાં પૂર્વે કરેલાં પુણ્ય–પાપ એ જ સુખ–દુઃખનાં કારણો છે; બીજું કોઈ પણ કારણ નથી એમ જાણીને શુભ ભાવ રાખ. ૫૦

પૂર્વે નહિ ભોગવાયેલા કર્મનો ભોગવવાથી છૂટકારો છે, પણ ભોગવ્યા વિના છૂટકારો નથી એમ જાણીને શુભ ભાવ રાખ. ૫૧

જે ભાવ વિના ચારિત્ર, શ્રુત, તપ, દાન, શીલ વગેરે સર્વ આકાશના ફૂલની માફક નિરર્થક છે તેમ માનીને શુભ ભાવ રાખ. ૫૨

સુરશૈલ (મેરુપર્વત)ના સમૂહ જેટલો આહાર ખાઈને પણ તને સંતોષ ન વળ્યો માટે ચતુર્વિધ આહારનો ત્યાગ કર. ૫૩

નમિઊણુ પારસ નમો જિણાણું, ભગવાન અજીત શાંતિ સમરું
શરણું ભગવાન૦
ભક્તામર આદીશ્વર તારણું ભગવાન કલ્યાણ મંદિર પાર
શરણું ભગવાન૦
શાન્તિં શાન્તિં સમરું શરણું ભગવાન-લબ્ધિ નિધાન ગોયમ
શરણું ભગવાન૦
ભગવતી મૈયા શક્તિ શરણું, જય મહાવીર જય મહાવીર.
સદ્ગુરુ સાચા તારણ તરણું, આનંદઘન ચિદાનંદ શરણું.
નમું નમું શ્રી જગદીશ્વર શરણું ૐ હ્રીં અર્હં નમોજી.

[ ૪ ]

વાગે ઘડિયાળની ઘંટડી એ તો સમજણ દેતી જાય રે,
ઘંટડી વાગે છે.
એક વાગ્યે તે એવું બતાવે એકલો આવ્યો સંસાર રે, ઘંટડી....
એક દિવસ એવો આવશે એકલો પાછો જનાર રે, ઘંટડી....

બે વાગ્યે તે એવું બતાવે બે વસ્તુને છોડ રે, ઘંટડી....
રાગ ને દ્વેષનાં બંધન વળગ્યાં છે, તેને તો તું છોડ રે, ઘંટડી....

ત્રણ વાગ્યે તે એવું બતાવે, ત્રણ વસ્તુ છે સાર રે, ઘંટડી....
જ્ઞાન, દર્શન, ચારિત્ર લહીને, પામો પદ શ્રીકાર રે, ઘંટડી....

ચાર વાગ્યે તે એવું બતાવે, ચેતન ભમે ગતિ ચાર રે, ઘંટડી....
ચાર શરણને ચિત્ત ધરીને, પામો પદ અણાહાર રે, ઘંટડી....

પાંચ વાગ્યે તે એવું બતાવે, પાંચ મહાવ્રત ધાર રે, ઘંટડી....
પંચમ જ્ઞાનને પામવા તું સદા રહે તૈયાર રે, ઘંટડી....

છ વાગ્યે તે એવું બતાવે, છ કાય કુટા જાણ રે, ઘંટડી....
ષટ્ દર્શનને જાણી તું લેજે, નહિ તો થાશે ખૂબ હાણ રે, ઘંટડી....
સાત વાગ્યે તે એવું બતાવે, સાત ભય સંહાર રે, ઘંટડી....
સાત નયનો સંગ કરીને, સફળ દુઃખ નીવાર રે, ઘંટડી....
આઠ વાગ્યે તે એવું બતાવે, આઠ મદોને ત્યાગ રે, ઘંટડી....
અષ્ટ સિદ્ધિને પ્રગટ કરીને, મુક્તિના સુખને માગ રે, ઘંટડી....
નવ વાગ્યે તે એવું બતાવે, નવપદે નવકાર રે, ઘંટડી....
શ્રીપાળ મયણા જેણે આરાધી, પામ્યા ભવની પાર રે, ઘંટડી....
એકડે મીંડે દસ બતાવે, બે વસ્તુ ધ્યાન રે, ઘંટડી....
એકડા વગરનાં મીંડાં નકામાં, તિમ ક્રિયા વિણ જ્ઞાન રે, ઘંટડી....
અગિયાર વાગ્યે તે એવું બતાવે, અંગ ભણો અગિયાર રે, ઘંટડી....
અગિયાર પડિમા વહન કરીને, કર આત્મઉદ્ધાર રે, ઘંટડી....
બાર વાગ્યા તે એવું બતાવે, ઉચ્ચારો અણુવ્રત બાર રે, ઘંટડી....
રસીક જીવન રે ફરી ફરી આવે, અવસર સંયમ ધાર રે, ઘંટડી....

## શ્રી. પજુસણનું સ્તવન

આવ્યાં રૂડાં પજુસણ ચંગ,
ભાવિક મન રંગ પૂજો જિનરાજને એ;
ભાવિક મન રંગ પૂજો જિનરાજને એ;
જિન પૂજી ગુરુ વંદન કરો એ, વ્યાખ્યાન સુણો સુવિવેકે,
તો દુઃખ દોહગ દૂરે ટળે એ. આવ્યાં. ૧

સકલ સૂત્ર શિર મુગટ માંહે, કલ્પસૂત્ર છે સાર તો,
સુણી મન ઉલ્લસે એ, વીર પાસ નેમ આંતરે એ;
આદિ ચરિત્ર વખાણ તો, સ્થિરાવલી સાંભળો એ. આવ્યાં. ૨

સમાચારી સૂણી હરખીએ એ, પટ્ટાવલી ગુણ નેહ તો,
કથા મુનિરાજની એ, એમ એ સૂત્ર સાંભળી એ;
સફળ કરો નર દેહ તો, ગુરુગમ ધરીએ એ. આવ્યાં. ૩

જીવદયા ગુણ વેલડી એ, મૃષા ન બોલો લગાર તો,
ચોરી નવિ કીજીએ, નારી નરકની દીવડી એ;
તેહનો નવિ કીજે સંગ તો, શિવસુખ લીજીએ એ. આવ્યાં. ૪

ધન ખર્ચી લ્હાવો લીજીએ, દાન દીજે દુઃખિયા દીન તો,
અનુકંપા કરીએ એ, સ્વામિવત્સલ ભલા કીજીએ એ;
દીજે સુપાત્ર દાન તો, મનવાંછિત ફળ્યાં એ. આવ્યાં. ૫

છઠ્ઠ અઠ્ઠમાદિ તપ કરી એ, સમદમ કરી ગાળો દેહ તો,
પૂર્વ સાધુ પરે એ, ધનધન એહવા રોખીશ્વર એ;
શૂરવીર થઈ તપ કીધ તો, પૂજ્ય થવા રૂડી પરે એ. આવ્યા. ૬

વીરે ધન્નો વખાણિયો એ, પહોતો મુગતિ મોઝાર તો,
કર્મ રહિત થયો એ, દઢપહારી હત્યા કરીએ;
કીધા કર્મ અઘોર તો, તપ કરી સુખી થયો એ. આવ્યાં. ૭

નાગકેતુની પેરે ભાવીએ એ, ભાવના ગુણમણીખાણ તો,
કેવળ પામીએ એ, હરિકેશી મુનિરાજીઓ એ;
ઉપન્યો કુળ ચંડાળ તો, પૂજ્ય થયો તપ કરી એ. આવ્યાં. ૮

સંવત્સરી દિન ખામણાએ, ખામીજે સહુ જીવ તો,
કર્મથી છૂટીએ એ, ક્રોધ કસાય કીધાં આકરા એ;
ખમાવો સવિ અપરાધ તો, સરલ સ્વાભાવથી એ. આવ્યાં. ૯

અરિહંતજીને પ્રથમ નમો એ, ખમાવો ધરી સુવિનિત તો,
ધ્યાન રૂડું ધરીએ, સિદ્ધ સઘળાંને ખમાવીએ એ;
સાધુ સદા ગુણવંત તો, શરણ ચિત્ત ધારીએ. આવ્યાં. ૧૦

મન, વચ, કાયાએ જે કર્યાં એ, કરાવીયાં જે પાપ તો,
મન ઉલ્લસાવીને એ, મિચ્છામિ દુક્કડં દીજીએ એ;
રીઝીએ કરી ઉપકાર તો, સુખ સંપત મળે એ. આ૦યાં. ૧૧

સંવત ઓગણીશ બાવન સાલે એ, શ્રાવણ વદિ બીજ દિન તો,
સ્તવન બનાવીયું એ, હું અજ્ઞાની મંદમતિ એ;
બુદ્ધિહિન ચપળ ચિત્ત તો, જામનગર રહીએ. આ૦યાં. ૧૨

જૈન મંદિર દશ દિપતા એ, જોઈ થયો મન ઉલ્લાસ તો,
સિદ્ધગિરિ સાંભરે એ, ચોફેર દેહરા ધજા ગગનમાં;
વચમાં રહી જિનશાળા તો, પજુસણ ત્યાં કરીએ. આ૦યાં. ૧૩

ખમાવું હું સકળ જીવને એ, યોની ચોરાશી લાખ તો,
મન વચ કાયે કરી એ, વીરવિજય ગુરુરાયનાં એ;
સિદ્ધિવિજય નમે પાય તો, કર જોડી કરી એ. આ૦યાં. ૧૪

## શ્રી. સમેતશિખરનું સ્તવન

(વીરકુંવરની વાતડી કોને કહીએ–એ રાગ)

સમેત શિખરની જાત્રા નિત્ય કરીએ, નિત્ય કરીએ રે
નિત્ય કરીએ;
નિત્ય કરીએ તો દુરિત નિહરીએ, તરીએ સંસાર. સ૦ ૧

શિવવધુ વરવા આવીયા મન રંગે, વીશ જિનવર અતિ ઉછંગે;
ગિરિ ચઢીયા ચઢતે રંગે, કરવા નિજ કાજ. સ૦ ૨

અજિતાદિ વીસ જિનેસરા, વીશ ટુંકે કીધું અણસણ કિયા
ન ચૂકે;
ધ્યાન શુકલ હૃદયથી ન મૂકે, પાયા પદ નિર્વાણ. સ૦ ૩

શિવસુખ ભોગી તે થયા જિનરાયા, ભોગે સાદિઅનંત કહાયા;
પર પુદ્ગલ સંગ છોડાયા, ધન્ય ધન્ય જિનરાયા. સ૦ ૪

તારણ તીરથ તેહથી તે કહીએ, નિત્ય તેહની છાયામાં રહીએ;
રહીએ તો સુખીયા થઈએ, બીજું શરણ ન કોય સ૦ ૫

૧૯૯૨ માઘની વદિ જાણો, ચતુર્દશી શ્રેષ્ઠ વખાણો;
હમેં ભેટયો તીરથનો રાણો રંગે ગુરુવાર. સ૦ ૬

ઉત્તમ તીરથ જાત્રા જે કરશે, વલી જિન આત્મા શિરે ધરશે,
કહે વીરવિજય તે વરશે, મંગલ શિવમાળા. સ૦ ૭

## શ્રી. ધર્મનાથ ભગવાનનું સ્તવન

(રાગ–માઢ : તાલ–લાવણી)

હાં રે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીત જો,
જીવલડો લલચાણો જિનજીની ઓલગે રે લોલ;
હા રે મુને થાશે કોઈક સમે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી માહરી રે સવિ થાશે વગે રે લોલ..... (૧)

હાં રે પ્રભુ દુરજનનો ભંભેર્યો મારો નાથ જો,
ઓલવશે નહિ કયારે કીધી ચાકરી રે લોલ;
હાં રે મારા સ્વામી સરખો કુણ છે દુનિયામાંય જો,
જઈએ રે જિમ તેહને ઘર આશા કરી રે લોલ..... (૨)

હાં રે જસ સેવા સેંતી સ્વારથની નહિ સિદ્ધ જો.
ઠાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લોલ;
હાં રે કાંઈ જૂઠું ખાય તે મીઠાઈને માટે જો,
કાંઈ રે પરમારથ વિણ નહિ પ્રીતડી રે લોલ.... (૩)

હાં રે પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધાર જો,
વાચો રે નવિ જાણ્યો કલિયુગ વાયરો રે લોલ;
હાં રે મારે લાયક નાયક ભક્ત વચ્છલ ભગવંત જો.
વારુ રે ગુણ કેરો સાહિબ સાયરું રે લોલ.... (૪)

હાં રે પ્રભુ લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગા રે રહ્યાથી હોય ઓસીંગલો રે લોલ;
હાં રે કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો.
હેજે રે હસી બોલો છાંડી આમલો રે લોલ.... (૫)

હાં રે તારે મુખને મટકે અટક્યું માહરું મન જો,
આંખડલી અણિયાળી કામણગારડી રે લોલ;
હાં રે મારા નયણા લંપટ જોવે ખિણખિણ તુજ જો,
રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયા રે લોલ.... (૬)

હાં રે પ્રભુ અલગા તોપણ જાણજો કરીને હજૂર જો,
તાહરી રે બલિહારી હું જાઉં વારણે રે લોલ;
હાં રે કવિ રૂપવિબુધનો મોહન કરે અરદાસ જો.
ગિરુઆથી મન આણી ઉલટ અતિ ઘણો રે લોલ.... (૭)

## પ્રકીર્ણ દુહા વગેરે

હાંરે મારા પ્રેમી પંખીડા સહુ આવજો હો રાજ....
જંગલમાં મારી ઝૂંપડી
હાંરે કોઈ સામે આવે તો તેડી લાવજો હો રાજ....
જંગલમાં ૧

(સાખી)

નિરમળ જળમાં ઝીલશું કરશું અમીરસ પાન,
ભોજનિયા મન ભાવશું, ભજશું શ્રી ભગવાન;
હાંરે કાયા પીંજરને પ્રેમથી પખાલશું હો રાજ૦....
જંગલમાં. ૨.

કોટી જનમના પુન્યથી, મળ્યો મનુષ્ય અવતાર,
જો જો આ ભવ ભૂલશો, નહિ મલે ફરી વાર;
હાં રે તું હી વીર તું હી વીર એમ બોલશું હો રાજ૦....
જંગલમાં. ૩.

પ્રેમ વિના પ્રભુ નવી રાજે, મુક્તિ કદિ નવી થાય,
જો પૂરણ પ્રેમ હોય તો, મુક્તિ મહિ જવાય,
હાંરે પ્રેમ દરિયામાં નાવડું ઝુકાવશું હો રાજ.....
જંગલમાં ૪.

(સાખી)

પલ એક જાયે લાખની લેલ્યો રૂડો લાવ,
ભાવ ધરી પ્રભુ નવ ભજ્યા તેને લાખો વાર ધિક્કાર;
હાં રે એક એકના ઉમલકા ખોલશું હો રાજ.....
જંગલમાં..... ૫.

---

(રાગ—માલવ : તાલ—લાવણી)

આજ મારા પ્રભુજી સ્હામું જુવો, સેવક કહીને બોલાવો,
એટલે હું મન ગમતું પામ્યો, રૂઠડા બાળ મનાવો.
મ્હારા સાંઈ રે. આજ૦ ૧

પતિતપાવન શરણાગત વચ્છલ, એ જશ જગમાં ચાવો રે;
મન મનાવ્યા વિણ નવિ મૂકું, એહી જ માહરો દાવો
મ્હારા સાં. આજ૦ ૨.

કબજે આવ્યા સ્વામી હવે નહિ છોડું, જ્યાં લગે તુમ સમ
થાવો રે;
જો તુમ ધ્યાન વિના શિવ લહીયે, તો તે દાવ બતાવો.
મ્હારા સાં. આજ૦ ૩.

મહાગોપ ને મહા નિર્યામક, ઈણ પેરે બિરુદ ધરાવો રે;
તો શું આશ્રિતને ઉદ્ધરતાં, બહુ બહુ શું કહેવરાવો.
મ્હારા સાં. આજ૦ ૪.

જ્ઞાનવિમલ ગુરુનો નિધિ મહિમા, મંગલ એહી વધાવો રે;
અચલ અભેદપણે અવલંબી, અહનિશ એહી દીલ આવો.
મ્હારા સાં. આજ૦ ૫.

---

(રાગ–દેશ : તાલ–દીપચંદી)

ચારિત્ર પદ શુભ ચિત્ત વસ્યું, જેહ સઘળા હો નયનોદ્ધાર,
આઠ કરમ ચયરિકત કરે, નિરૂત્ત હો ચારિત્ર ઉદાર ચા૦ ૧.
ચારિત્ર મોહ અભાવથી, દેશ સંયમ હો સર્વ સંયમ થાય,
આઠ કષાય મિટાવીને, દેશવિરતિ હો મનમાંહિ ઠહરાય. ચા૦ ૨.
બાર કષાય મનથી મટે, સર્વવિરતિ હો પ્રગટે ગુણરાશ,
દેશથી સર્વ સંયમ વિશે, અનંતગુણી હો વિશુદ્ધિ સમાસ. ચા૦ ૩.
સંયમ ગુણઠાણું ફરસ્યા વિના, રમણતા હો કેમ નામ કહેવાય;
ગજ પાખર ખર નવિ વહે, એહની ગુરુતા હો આતમમાં
સમાય. ચા૦ ૪

વર્ષ સંયમના પર્યાયમાં, અનુત્તરના હો સુખ અતિક્રમ હોય,
શુકલ શુકલ પરિણામથી, સંયમથી હો ક્ષણમાં સિદ્ધિ જોય.
ચા૦ ૫

સર્વ સંયમ ચારિત્ર લહી, પામે અરિહા હો અહિ મુક્તિનું રાજ,
અનંતર કારણ ચરણ છે, શિવપદનું હો નિશ્ચય મુનિરાજ.
ચા૦ ૬.

સત્તર ભેદ સંયમ તણા, ચરણ સિત્તરી હો કહી આગમમાંહી,
વરુણદેવ જિનવર થયો, વિજય લક્ષ્મી હો પ્રગટે ઉત્સાહી.
ચા૦ ૭.

---

(રાગ–માઢ : તાલ–હીચ.)

ચારિત્ર પદ નમો આઠમે રે, જેહથી ભવભય જાય,
સંયમ રંગ લાગ્યો.
સત્તર ભેદ છે જેહના રે, સીત્તેર ભેદ પણ થાય. સંયમ. ૧
સમિતિ ગુપ્તિ મહાવ્રત વળી રે, દશ ખંત્યાદિક ધર્મ, સંયમ.
નાણુ કારણ વિરતિય છે રે, અનુપમ સમતા શર્મ. સંયમ. ૨
બાર કષાય ક્ષય ઉપશમે રે, સર્વ વિરતિ ગુણઠાણ, સંયમ.
સંયમ ઠાણુ અસંખ્ય છે રે, પ્રણમો ભાવિક સુજાણ. સંયમ ૩.

## શ્રી. મહાવીરસ્વામીનો દુહો

### [ ૧ ]

મારું જીવન એળે જાય, મોંઘો અવસર ચાલ્યો જાય,
પાપી પાછળથી પસ્તાય, શાને હું ફસાયો સંસાર જાળમાં.
ઓ....ઓ. માયા જાળમાં.

તારું મારું કરી દુઃખી થાય છે, અભિમાને ચડચું જાય છે,
શાને આવડો અવડો થાય, શાને વાંકોચૂં કો થાય....પાપી૦....
ભાવ ભક્તિથી પૂજા રચાય છે, પરનિંદામાં માથું મરાય છે,
સૂરખ મનથી વિચાર મારો પાપ ઘડો ભરાય.... શાને હું
ફસાયો....
આ તો ચાર દિવસનું મુકામ છે, નથી કાયમનું મુકામ એ,
જીવડા જીવન એળે જાય, માયા ભવમાં ગોથાં ખાય ...પાપી....
મહાવીર નામનો મહિમા અપાર છે, એનું નામ લેવામાં
સાર છે;
તેને છોડી ન દેવાય, પ્રભુ રૂઠે શું થાય....શાને....
વાસુપૂજ્ય જિન મંડળ ગુણ ગાય છે, મહાવીર નામની
ધૂન મચાય છે.
જીવન નૌકા તરી જાય, અંતે મહાવીર દર્શન થાય....પાપી....
શાને.

૨ ]

વીર તમે ત્રિશલાનાં છો જાયા, હો વીર તમને ઘણી
ખમ્મા રે લોલ,
વીર તમે ક્ષત્રિય કુંડમાં જન્મ્યા, હો વીર તમે સિદ્ધાર્થ
કુલમાં આવ્યાં હો વીર તને....
વીર પાસે ઇન્દ્ર ઇન્દ્રાણી આવે, આવે સહુ નરનારી રે લોલ.
વીરે મેરુ પર્વત ડોલાવ્યો કે અસંખ્ય બળ થકી રે લોલ.
હોંશે ઝુલાવે ત્રિશલામાતા કે મુખથી એમ વદે રે લોલ.
મોટો થાજે તું ભણવા જાજે કે એમ આશીષ દીએ રે લોલ.

વીર તને પરણાવું નવલી નારી કે જોબનવંતી ભલે રે લોલ.
ત્રિશલા હોંશે ઓવારણાં લેતી કે નીરખતી હર્ષ ભલી રે લોલ.
વીર તમે જૈન શાસનમાં જન્મ્યાં કે દીવો થયો કુળ તણો રે લોલ.
મોટો થાજે તું દીક્ષા લેજે કે ધર્મને દીપાવજે રે લોલ.
વીર જૈન શાસનમાં ડંકા દીધા કે શાસન તારું અમર તપે રે લોલ
એમ અમે હોંશે હાલરડું ગાયુ કે સર્વ બાળાએ મળી રે લોલ.
મહાવીર મંડળની બેનોએ ગાયુ કે વીર તારું પારણું રે લોલ.
....વીર તમે....

## પૂજાના દુહા

[ ૧ ]

નેમજીને મોકલી, માળા ગુલાબની,
ઘડી ઘડી જોતી, ઉમંગે મોતી પરોવતી;
કંઠે સવારમાં, નેમપ્રભુ પ્યારા છો પ્રાણધાર. ૧.

તુમ વિના પ્રભુ મારો સૂનો સંસાર,
નિત નિત હૈડે આવે સંદેશ મોકલાવે;
ઘેલી બનાવે, જીવનમાં નેમપ્રભુ આવ્યા છો,
તોરણ દ્વારમાં પશુડા સૂણી કરુણ પોકાર. ૨.

નેમજીએ રથ પાછો વાળ્યો.
ચઢયો ગિરનારે નયન તલસાવે;
જીવનમાં આઠ ભવોની પ્રીતિ સંભાળી,
પોતાની જાણીને રાજુલ તારી. ૩.

સહસાવનમાં આવી સંયમ શું રાગી.
કેવળજ્ઞાની પામી બન્યાં કીરતાર, જીવનમાં નેમજી. ૪:

# પ્રકીર્ણ દુહા

## [ ૨ ]

કૈસે છીપો, કૈસે છીપો, કૈસે છીપોગે,
જાન સજી આય તુમ કૈસે છીપોગે. ૧

સીતાજીનું હરણ કરાવ્યું.
તે મૃગલાએ ચંદ્રને કલંકિત કીધાં—જાન. ૨

ગઢ ગિરનાર તરફ રથ વાળ્યો,
સહસાવનમાં સંયમ લીધાં. જાન. ૩

આઠે ભવોની પ્રીતિને તોડી,
નવમે મેલ્યો સાથ. જાન. ૪

## [ ૩ ]

મેહુલીયા વરસે ને મોરલિયા ટહુકે,
નદીઓમાં આવ્યાં છે નીર, કેમ હજી ના'વ્યા મહાવીર. ૧
ત્રિશલા માતાજી વાટડી જોવે, હૈયું બન્યું છે અધિર. કેમ. ૨
ઊડ રે પંખીડા તું વેલેરું જાજે, સંદેશો લાવજે જરૂર. કેમ. ૩
અષાડી મેઘ કાંઈ ગાજે ને વરસે,
રોકયા હશે એણે મારા વીર. કેમ. ૪

ચમક, ચમક, ચમક વીજળીઓ ચમકે,
ભીંજાય મારા આછા આછા ચીર. કેમ. ૫

મહાવીર પ્રભુજીએ સંદેશો મોકલ્યો,
કહેજો કે થઈ ગયો ફકીર. કેમ. ૬

ત્રિશલાજી! વીર તારો મોક્ષમાં મા'લે,
થાશો નહિ દિલગીર. કેમ. ૭

[ ૪ ]

ંસારી કામ હવે છોડી જુવો, એલા માનવીયા.
ર્મનગરમાં વસી જુઓ, એલા માનવીયા.

ંસારના કામમાં કર્મોનાં બંધ છે,
આત્માને જ્ઞાને છુડાડી જુઓ. એ.

સંસારના કાદવમાં ખૂંચી રહ્યાં છો,
વીરજીના પંથે તમે ચાલી જુઓ. એ.

હંમેશા માલ ને મિષ્ટાન્ન જમો છો,
એક વાર ઉપવાસ કરી જુઓ. એ. ૪

કાળા કેશમાં તુમે અક્કડ ફરો છો,
ધોળા થયાં છે હવે ચેતી લે ! એ. ૫

વિષયવિકારમાં અંધ બન્યાં છો,
બ્રહ્મચર્ય વ્રત તમે પાળી જુઓ. એ. ૬

મોક્ષનગરમાં જાવું હોય તો,
વિદ્યા–સંયમ–તપ સાધી લો. એ. ૭

[ ૫ ]

નવપદ મંગળ મંત્રનિધાન, પતિત પાવન યંત્રનું ધ્યાન.
નવપદ ધ્યાન, નવપદ ધ્યાન, ભજ પ્યારે તું નવપદ ધ્યાન. નવ. ૧
કોટો ભવનાં પાપ તોફાન, ક્ષણ ક્ષણ વિણસે ધરતાં ધ્યાન,
અરિહંત શાસન વિશ્વે પ્રમાણ, સિદ્ધ નિરંજન તારક માન. નવ. ૨
સૂરિ ઉવજ્ઝાય સાધુ એ ત્રણ, જેહ બને જયવંત ગુણખાન,
સમકિત જ્ઞાન ને ચરણ વિધાન, તપથી વિઘ્નહરણ મંડાણ. નવ. ૩

ગુલાબ સુગંધી લબ્ધિ લ્હાણ, દિવ્ય લહે જિનેન્દ્ર વિજ્ઞાન,
નવપદ મંગળ મંત્રનિધાન, પતિતપાવન યંત્રનું ધ્યાન.

[ ૬ ]

જવાના, જવાના, અમે સિદ્ધની સડકે જવાના,
થાવાના, થાવાના, અમે સિદ્ધસ્વરૂપી થાવાના. ૧
દેવાના, દેવાના, અમે કર્મોને ધક્કો દેવાના,
લેવાના, લેવાના, અમે મોક્ષનું રાજ લેવાના. ૨
કરવાના, કરવાના, અમે સંસાર–છેદ કરવાના,
બનવાના, બનવાના અમે ખરા તપસ્વી બનવાના. ૩
કીધું છે, કીધું છે, ગુરુરાજે અમને કીધું છે,
લીધું છે, લીધું છે, મોહરાજ્યને છીનવી લીધું છે. ૪
ચાલવું છે, ચાલવું છે, પ્રભુ વીરનાં પંથે ચાલવું છે,
પાળવું છે, પાળવું છે, વીરનું કીધું પાળવું છે. ૫

[ ૭ ]

છાની છાની પ્રભુજી કહું વાત, પ્યારા સમકિત આપો,
લેવા લેવા મુક્તિનું રાજ, પ્યારા સમકિત આપો. ૧
આ સંસારે બહુ બહુ ભમીયો, ભવોભવ દુઃખી થઈ રખડીયો,
મળ્યો મળ્યો શિવપુરનો સંઘાત. પ્યારા. ૨
લાખ ચોરાશીના ફેરા ફરવા, આપ સરિખા અમને ગણવા,
આપો આપો અક્ષયસુખ રાજ. પ્યારા. ૩
સ્તંભન પાર્શ્વ જિનેશ્વર પ્યારા, દુખિયાના દુઃખો હરનારા.
પ્યારા પ્યારા આતમના આધારા. પ્યારા. ૪

સેવકની આ અરજી સ્વીકારો, રસિક હૃદયમાં આપ પધારો
થાયે થાયે જીવનનું કલ્યાણ. પ્યારા. ૫

## [ ૮ ]

ગાવો ગાવો શ્રી પાર્શ્વપ્રભુનાં, ગુણ ભવિયણ ગાવો.
પોષ દશમ દિન વ્રત કરીને, પૂજો એ પરમેશ,
ભક્તિ ભાવથી જો સેવો તો, કર્મ રહે નિઃશેષ. ગાવો. ૧

અજય રાજનો રોગ નિવાર્યો, નાગદેવને તાર્યો,
કમઠ યોગીનો ગર્વ ઉતારી, જય જય એ જગદીશ. ગાવો. ૨

જરા ટળી જાદવ ટળી, આવા રાખી હરદર લાલ,
સેવક જન સુખીયા કર્યાં, વળી વંદે બાળા આજ. ગાવો. ૩

## [ ૯ ]

કોઈ મીઠડા અમૂલા, અતુલા એ જ્ઞાન તણા ગોરસ લ્યો,
ઘણા મોંઘા રસાલા, સુખાલા એ તત્ત્વતણાં ગોરસ લ્યો. ૧

પરમ શુદ્ધ પાતાલમાં, સિંચી દૂધનો ભર્યો,
ગુરુએ દીઠેલ જ્ઞાનોદધિએ, કાંઈ તર્યા એની બલિહારી. હું. ૨

એની મહિયારી, રૂડા ગોરસ,
કાચા પોચાના, મારી મટકી નવિ ચાખે,
જીવન સમયે તે તો, તેની મજા ચાખે,
ઉરને ઉધારીઆ, ભાવને સુધારી. રૂડા. ૩

અનુભવની એમાં કાંઈ છૂપી મીઠાશ છે, ધર્મશાસ્ત્ર પુરાણ
એ તેની છાશ છે, લ્યો ને સ્વીકાર કરીને તૈયાર. રૂડા. ૪

[ ૧૦ ]

લાખ લાખ વાર પ્રભુ પાર્શ્વને વધામણાં,
અંતરિયું હર્ષે ઉભરાય, આંગણિયે અવસર આનંદનો. ૧
મોતીનો થાળ ભરી, પ્રભુને વધાવજો, અક્ષતે લેજો વધાય. આં. ૨

પુણ્ય ઉદયથી પ્રભુજી નિહાળ્યા,
દીલડા દર્શનથી સૌના હરખાય, આનંદ ઉરમાં ન માય. આં. ૩

કેસર ચંદનથી પૂજા રચાવજો,
હીરાના હાર પ્રભુ કંઠે શોભાવજો, લાખેણી આંગી રચાય. આં. ૪

મીઠાં મીઠાં ગીત પ્રભુનાં ગવડાવજો,
સેવા ભક્તિની ધૂન જગાવજો, અંતરની જ્યોતિ જગાય. આં. ૫

કરુણાનિધિ પ્રભુ દેવાધિદેવા,
ભવોભવ ચાહું હું સેવા, શિવરમણી જલદી વરાવ. આં. ૬

મુક્તિના દ્વાર પ્રભુ અમને બતાવજો,
લબ્ધિ લક્ષ્મણની કીર્તિ ફેલાવજો, આનંદ મંગળ વરતાય. આં. ૭

[ ૧૧ ]

હલકે હાથે તે નેમ, રથડો હંકારજો,
રથડાની રીત નેમ એવી છે રે લોલ.
ટળવળતી મેલી રાજુલ નારી ન કરો છોકરવાદ હો નેમ. ૧
શાને કારણ તુમે ગાણાં ગવડાવ્યાં, ન આવી લાજ લગાર,
હો નેમ. હલકે. ૨

સહસા વને તુમે સંયમ લીધો, ન આણી દયા લગાર,
હો નેમ. હલકે. ૩

રાજુલ રાણીને મૂંઝવીને આવ્યા, તુમે સંયમ લીધો હો નેમ.
હલકે. ૪
સંયમ લીધું ને સંયમ પાળ્યુ, કીધો છે મોક્ષમાં વાસ.
હો નેમ. હલકે. ૫
સેવક કર જોડી એમ કહે છે સંસાર સમુદ્ર પાર કરો એમ. હ. ૬

## [ ૧૨ ]

આવો આવો ગાવો ને નરનાર, વીરને વંદન કરીએ,
જોડો જોડો હૈયાનો તારે તાર, વંદન વીરને કરીએ. ૧
તનનાં હું તંબુર બનાવું, પ્રેમ નખલીએ ધૂન મચાવું.
ઊઠે ઊઠે રોમેરોમે રણકાર વંદન. ૨
અખલ નિરંજન દેવ સમરવા, જ્યોતિ તારા જીવન ભરવા.
વાગે વાગે સુયશના સતાર. વંદન. ૩

## [ ૧૩ ]

આદિ જિણંદ, આદિ જિણંદ, બતાવો ભરત હાલ,
મરુદેવી માતા પૂછે, ક્યાં છે મારો લાલ ? ૧
તું તો રંગમહેલમાં મોજ કરે છે, મારો ઋષભ તો વનમાં ફરે છે,
કોઈ લાવો, કોઈ લાવો, એના સમાચાર. મરુ. ૨
થર થર કંપાવતી ઠંડી પડે છે, ઘરે રહેતા પણ શરદી ચઢે છે,
ઠંડી કેમ સહેશે મારો, કોમળ બાળ. મરુ. ૩
ગરમીના તાપથી જંગલો બળે છે, આંટા ને ઝાંખળાં તેનાં બળે છે,
કેમ રહેશે કોણ લે મુજ નંદની સંભાળ. મરુ. ૪

વર્ષાનાં વાદળાં ગગને ચડે છે, વને વંટોળથી પહાડો પડે છે,
મેઘ તૂટે વીજળી કરે ચમકાર. મરુ. ૫

રડી રડીને અશ્રુ સુકાણાં, આંખોનાં તેજ તો આંખે સમાણા,
પળ પળ જાય હવે વર્ષ સમાન. મરુ. ૬

તિગડાંની રચના દેવો કરે છે, બારે પર્ષદા ધૂન મચે છે,
ભરત કહે ચાલો માતા, આવ્યા પ્રભુ દરબાર. મરુ. ૭

ગરવર અંબાડીએ માતાજી આવે, ઋષભજી મા કહીને બોલાવે,
તવ જાણે મેં થયા ફોગટ પુત્રરાગ. મરુ. ૮

પુત્રવિયોગથી અશ્રુ હું સારતી, બાળા જ્ઞાનીની વાણી સંભારતી,
કોણ માતા, કોણ પુત્ર, સ્વાર્થના સંસાર. મરુ. ૯

મરુદેવી માતા કહેશે, આ નહિ મારો લાલ,
મરુદેવી માતાને ઉપન્યું, પંચમ કેવળજ્ઞાન. મરુ. ૧૦

## [ ૧૪ ]

મહાવીરનાં ગીતડાં ગાવો હો બેનડી, મહાવીરનાં ગીતડાં ગાવો,
નૌકારશી કરજો, પૌરસી કરજો, ચૌવિહાર તુમે ના ગુમાવો. ૧
એકાસણુ કરજો, આંયબિલ કરજો, ઉપવાસ તમે ના ગુમાવો. ૨
મનુષ્ય અવતાર ફરી નહિ મળે, તેનો લ્હાવો તમે લેજો. ૩
કંદમૂળ છોડજો, બહુબીજ છોડજો, રાત્રિભોજનનો સદા.
ત્યાગ કરજો. ૪

# સજ્ઝાયો

## [ ૧ ]

## ચંદનબાળાની સજ્ઝાય

### ઢાળ પહેલી

શ્રી સરસ્વતીનાં રે પાય કરી થુણશું ચંદનબાલા જી,
જૈન વીરનો રે અભિગ્રહ પૂરીયો, લીધી મંગલ માલા જી. ૧

દાન ઉલટ ધરી ભવીયન દીજીએ, લહીએ જગ માનોજી,
સ્વર્ગતણાં સુખ સહેજે પામીએ, નાસે દુર્ગતિ સ્થાનોજી. ૨

નગરી કૌશંબી રે રાજ્ય કરે તીહાં, નામે શતાનીક જાણુંજી,
મૃગાવતી રાણી રે સહિયર તેહની, નંદી નામે વખાણુંજી. ૩

શેઠ ધનાવો રે જિણ નગરી વસે, ધનવંતરી શિરદારોજી,
મૂલા નામે રે ગૃહિણી જાણીએ, સમે રતિ અવતારોજી. ૪

એણે અવસરે શ્રી વીરજીણેશ્વરુ, કરતાં ઉગ્ર વિહારોજી,
પોષવદ પડવે રે અભિગ્રહ મન ધરી, આવ્યા નીણપુર સારોજી. ૫

રાજ સુતા હોવે મસ્તકે ક્ષોર કરી, કીધા ત્રણ ઉપવાસોજી,
પગમાં બેડી રે રોતી દુઃખ ભરી, રહેતી પર ઘર વાસોજી. ૬

ખરે રે બપોરે રે બેઠી ઉંમરે, એક પગ બાહિરે એક માંહેજી,
સુપડાને ખૂણે અડદના બાકુલા, મુજને આપે ઉત્સાહેજી. ૭

એહવું ધારી રે મનમાં પ્રભુ, પારતાં આહારને કાજેજી,
એક દિન આવ્યા રે નંદીને ઘરે, ઈર્યાસમિતિ વિરાજેજી. ૮

તવ સા દેખી રે મન હર્ષિત થઈ, મોદક લેઈ સારોજી,
વહોરાવે પણ પ્રભુજી નવિ લીએ, ફરી ગયા તેણી વારોજી. ૯

નંદી જઈને રે સહિયરને કહે, વીર જિનેશ્વર આવ્યાજી,
ભિક્ષા કાજે રે પણ લેતા નથી, મનમાં અભિગ્રહ લાવ્યાજી. ૧૦
તેહનાં વચણ સુણી નિજ નયરમાં, ઘણાં રે ઉપાય કરાવેજી,
એક નારી તિહાં મોદક લઈ કરી, એક જણી ગીત ગાવેજી. ૧૧
એક નારી શૃંગાર સોહામણાં, એક જણી બાલક જેહજી,
એક જણી મૂકે રે તેણી મોકલી, નાટક એક કરેઈજી. ૧૨
ઈણી પરે રામા રે રમણી રંગે ભરી, આણી હર્ષ અપારેજી,
વહોરાવે બહુ ભાવ ભકતે કરી, તોય ન લીએ આહારેજી. ૧૩
ધન્ય ધન્ય પ્રભુજી રે વીર જિનેસરુ, તુમ ગુણનો નહિપારજી,
દુક્કર પરિસહ ચિત્તમાં આદર્યો, એક અભિગ્રહ સારજી. ૧૪
એણી પરે ફરતાં રે પાંચ માસ થયાં, ઉપર દિન પચવીશોજી,
અભિગ્રહ સરખો રે જોગ મલે નહિ, વિચરે શ્રી જગદીશોજી. ૧૫

## ઢાળ બીજી

તેણે અવસર તિહાં જાવિએ, રાય શતાનીક આવ્યો રે,
ચંપા નગરી ઉપરે, સેના ચતુરંગી દલ લાવ્યો રે. ૧
દધિવાહન નબળો થયો, સેના સઘળી નાઠી રે,
ધારણી ધુઆ વસુમતી, બાધ પડચો રે થર માહી રે. ૨
મારામાં જાતા થકા સુભટને પૂછે રાણી રે,
શું કરશો અમને તમે, ગૃહણી ગુણખાણી રે. ૩
તેહ વચન શ્રવણે સુણી, સતીય શિરોમણી તમ રે,
તત્ક્ષણ પ્રાણ ત્યજ્યા સહી જોજો કર્મના કામ રે. ૪
વસુમતી કુમરી લઈ કરી, આવ્યો નિજ ઘર માંહી રે,
કોપ કરી ઘરણી તિહાં, દેખી કુમરી ઉત્સાહી રે. ૫

પ્રાતઃ સમય ગયો વેચવા, કુમરીને નિરધારો રે,
વેશ્યા પૂછે મૂલ્ય જેહનું, તે કહે શત પંચ દિનારો રે. ૬
એહવે તિહાં કહે આવીઓ, શેઠ ધનાવો નામ રે,
કહે કુમરી લેશું અમે, આશા આપશું દામ રે. ૭
શેઠ વેશ્યા જગડે તિહાં, માંહો માંહે વિવાદ રે,
ચક્કેસરી સાન્નિધ્ય કરી, વેશ્યા ઉતાર્યો નાચો રે. ૮
વેશ્યાથી મુકાવીને શેઠ, તેડી ઘેર આવે રે,
મનમાં અતિ હર્ષિત થકો, પુત્રી કહીને બોલાવે રે. ૯
કુમરી રૂપે રૂયડી, શેઠ તણું મન મોહે રે,
અભિનવ જાણે સરસ્વતી, કલા ચોસઠ સોહે રે. ૧૦
કામકાજ ઘરનાં કરે, બોલે અમૃત વાણી રે,
ચંદનબાલા તેહનું નામ દીધું ગુણ જાણી રે. ૧૧
ચંદનબાલા એક દિને, શેઠ તણો પગ ધોવે રે,
વેણી ઉપાડી શેઠજી, મૂલા બેઠી જુવે રે. ૧૨
તે દેખીને ચિંતવે, મૂલા મન સંદેહ રે,
શેઠજી રૂપે મોહિયા, કરશે ગૃહિણી એહ રે. ૧૩
મનમાં ક્રોધ કરી ઘણો, નાવીને તેડાવી રે,
મસ્તક ભદ્ર કરાવીયુ, પગમાં બેડી જડાવી રે. ૧૪
ઓરડામાં હે ઘાલીને તાલુ દેઈને જાવે રે,
મૂલા મન હર્ષિત થઈ, બીજે દિન શેઠ આવે રે. ૧૫
શેઠ પૂછે કુમરી કિહાં, ઘરણીને તિણ કાલે રે,
તેહ કહે હું જાણું નહિ, એમ તે ઉત્તર આલે રે. ૧૬

એમ કરતાં દિન ત્રણ થયાં, તોહિ ન જાણે વાત રે,
પાડોશણ એક ડોકરી, સઘલી કહી તે જે વાત રે. ૧૭
કાઢી બહાર ઉઘાડીને, ઉંબરા વચ્ચે બેસારી રે,
આપ્યા અડદના બાકુલા, સુપડા માંહે તીણ વારી રે. ૧૮
શેઠ લુહાર તેડણ ગયો, કુંવરી ભાવના ભાવે રે,
ઈણ અવસરે વહોરાવીએ, જો કોઈ સાધુજી આવે રે. ૧૯

## ઢાળ ત્રીજી

ઈણ અવસર શ્રી વીર જિનેશ્વર, જંગમ સુરતરુ સાયો રે,
અતિ ભાવે તે ચંદનબાલા, વાંદે જિન સુખદાયા. ૧
આઘા આમ પધારો, પૂજ્ય અમ ઘર વહોરણ વેલા,
આજ અકાલે આંબો મહોર્યો, મેહ અમીરસ વુઠા રે. ૨
કર્મતણા ભય સર્વ નાઠા, અમને જિનવર તૂઠા,
આઘા આમ પધારો વીર મુજને પાવક કીજી. ૩
એમ કહી અડદના બાકુલા, જિનને વહોરાવે રે,
યોગ્ય જાણીને પ્રભુજી વહોરે, અભિગ્રહ પૂરણ થાવે રે. ૪
બેડી ટળીને ઝાંઝર હુઆ, મસ્તક વેણી રૂડી રે,
દેવ કરે તિહાં વૃષ્ટિ સુવર્ણની, સાડી બારહ કોડી રે. ૫
વાત નગરમાં સઘલે વ્યાપી, ધન લેવા નૃપ આવે રે,
મૂલાને પણ ખબર થઈ છે, તે પણ તિહાં કને જાવે રે. ૬
શાસનદેવી સાનિધ્ય કરવા, બોલે અમૃત વાણી રે,
ચંદનબાલાનું છે એ ધન, સાંભલ ગુણમણી ખાણી રે. ૭

ચંદનબાલા સંયમ લેશે, તવ એ ધન અરચાશે રે,
રાજાને એણીપરે સમજાવે, મનમાં ધરી ઉલ્લાસે રે. ૮

શેઠ ધનાવો કુમરી તેડી, ધન લઈ ઘર આવે રે,
સુખે સમાધે તિહાં કણે રહેતાં, મનમાં હર્ષ ન માવે રે. ૯

હવે તીણુ કાલે વીર જિણંદજી, હુવા કેવલનાણી રે,
ચંદનબાલા વાત સુણીને, હિયડામાં હરખાણી રે. ૧૦

વીર કને જઈ દીક્ષા લીધી, તત્ક્ષણ કર્મ ખપાવ્યા રે,
ચંદનબાલા ગુણહ વિશાલા, શિવમંદિર સિધાવ્યાં રે. ૧૧
એહવું જાણી સર્વ પ્રાણી, કરજો શિયલ જતન્ન રે,
શિયલ થકી શિવસંપદ લહીએ, શિયલે રૂપ રતન્ન રે. ૧૨

નયન વસ્તુ સંયમને ભેદે સંવત ( ૧૭૨૮ ) સુરત મઝારે રે,
વદી અષાઢ તણી છઠને દિવસે, ગુણ ગાયા રવિવારે રે. ૧૩
શ્રી વિદ્યાસાગરસૂરિ શિરોમણી, અચલગચ્છ સોહાયા રે,
મહિયલ મહિમા અધિક બિરાજે, દિનદિન તેજ સવાયા રે. ૧૪

વાચક સહજ સુંદરનો સેવક, હર્ષધરી ચિત્ત આણી રે,
શીલ ભલી પરે પાલો ભવિયણ, કઈ નિત્ય લાભ એ વાણી. ૧૫

## [ ૨ ]

( બીલડા હંસા રે વિષય ન રાચીએ—એ દેશી )

આઠ પ્રભાવક પ્રવચનના કહ્યા, પાવયણિ ધુરિ જાણ,
વર્તમાન શ્રુતના જે અર્થનો, પાર લહે ગુણખાણ,
ધન ધન શાસન મંડન મુનિવરા. એ આંકણી.

ધર્મ કથી તે બીજો જાણીયે, નંદિષેણ પરે જેહ,
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદય સંદેહ. ધન.

વાદી ત્રીજો રે તર્ક નિપુણ ભણ્યો, મલ્લવાદી પરે જેહ,
રાજદ્વારે રે જયકમલા વરે, ગાજંતો જિમ મેહ. ધન.

ભદ્રબાહુ પરે જેહ નિમિત્ત કહે, પરમત જીપણ કાજ,
તેહ નિમિત્તિ રે ચોથો જાણીયે, શ્રી જિનશાસન રાજ. ધન.

તપ ગુણ ઉપર રોપે ધર્મને, ગોપે નવિ આણ,
આશ્રવ રોપે રે નવિ હોયે કદી, પંચમ તપસી તે જાણ. ધન.

છઠ્ઠો વિદ્યારે મંત્ર તણો બલિ, જિમ શ્રી કાલિક મુનિચંદ. ધન.

કાવ્ય સુધારસ મધુર અર્થભર્યા, ધર્મ હેતુ કરે જેહ,
સિદ્ધસેન રે નરપતિ રીઝવે, આઠમ વર કવિ તેહ. ધન.

જવ નવિ હોવે પ્રભાવિક એહવા, તવ વિધિ પૂરવ અનેક,
જાત્રા પૂજાદિક કરણી કરે, તેહ પ્રભાવિક છેક. ધન.

---

[ 3 ]

( ઇમ નવિ કીજે હો—એ દેશી. )

લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં ધુર ઉપશમ અનુકૂલ, સુગુણ નર
અપરાધીશું પણ નવિ ચિત થકી, ચિંતવીયે પ્રતિકૂલ. સુગુણ નર

શ્રી જિન ભાષિત વચન વિચારીયે—એ આંકણી

સુર નર સુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવસુખ એક. સુ
બીજું લક્ષણ તે અંગી કરે, સાર સંવેગ સુ ટેક. સુ. શ્રી જિન
નારક ચારક સમભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ, સુ

ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ,
શ્રી જિન દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મહીણાની રે ભાવ
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતે મન લાવી
જે જિન ભાખ્યું તે નહીં અન્યથા, એહવો જે દૃઢ રંગ
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ. સું. શ્રી

## [ ૪ ]

## શ્રી. સ્થૂલિભદ્રની સજ્ઝાય

રાજ પધારો મારે મંદિરે, શય્યા પાવન કીજેજી રે,
દાસી તુમારી અરજ કરે છે, નરભવ લાહો લીજે;
રસભર રમીયેજી પૂરવ નેહ નિહાળી, રસભર રમીયેજી રે.

સાન કરતાં સામું જોશું, તુમ આણા શિર ધરશુંજી રે,
કોઈ દિવસ તમને અણગમતું, કારજ કાંઈ ન કરશું. રસ.

સ્થૂલિભદ્ર કહે કોશ્યાને, તથ્ય યથ્ય મિત વાણીજી રે,
પાણી વિના શી પાળ કરે છે, ભોજન વિણ ઉજાણી. રસ.

ઊઠ હાથ તું અલગી રહીને, દિલ ચાહે તે કરજેજી રે,
નાટક નવ નવ રંગે કરજે, વળી શણગારને ધરજે. રસ.

ષટ્રસ ભોજન તુમ ઘર વહોરી, સંયમ અર્થે ખાશુંજી રે,
એમ પરઠવીને રહ્યા ચોમાસું, કોશ્યા કરે હવે હાં શું. રસ.

વિણ પૂછયા સંયમ આચરિયો, પણ તે વ્રત નવી પલીયોજી રે,
તો અમ ઘર આવ્યા છો પાછા, તુમ વ્રત અમને ફલીયો. રસ.

બાર વરસ પ્રેમ વિલસ્યા પણ, એવડો અંતર ન દાખ્યોજી રે,

નિર્લોભી નિર્મોહીપણાશું, સુણ કોશ્યા અમે રહીશુંજી રે,
યોગવશે શુભ વીર જિનેશ્વર, આણ મસ્તક વહીશું. રસ. ૮

---

[ ૫ ]

## શ્રી. શ્રીપાલકુંવરની સજઝાય

વ્હાણમાં રૂવે છે મદનમંજુષા, કરતી અતિશય વિલાપ,
પિયુજી પિયુજી ઝંખે ઘણું, ધરતી મનમાં આલાપ. વ્હા. ૧
મધ્ય દરિયે નાવ ચાલતાં, ઉદયે થયાં સર્વ પાપ,
પડતા પિયુજી સમુદ્રમાં, અળગા થઈ આપો રે આપ. વ્હા. ૨
ખરો વેરી થયો આ વાણિયો, કીધો જેણે કાળો કેર,
નિરાધાર કીધી છે મુજને, લીધું કીયા જન્મનું વેર. વ્હા. ૩
મુજ રૂપે મોહ્યો તે પાપીઓ, કુબુદ્ધિનો કરનાર,
કાળી રાતે મુજ કંથને, નાખ્યાં સમુદ્ર મોઝાર. વ્હા. ૪
ઊંચે આભ નીચે નીર છે, તેમ અંધારી રે રાત,
નજરે ન દેખું મારા નાથને, પામ્યાં સમુદ્ર વ્યાઘાત. વ્હા. ૫
દૂર રહ્યાં પીયર સાસરા, છૂટી પડ્યો જન્મ આધાર,
પ્રભુજી મારું કોઈ નહિ, છે જગનાથ આધાર. વ્હા. ૬
કુશળ કરો મુજ કંથને, છો પ્રભુ દીનદયાળ,
વેળા પડી વિષમ દુઃખની, હું છું અજ્ઞાની જ બાળ. વ્હા. ૭
અન્ન જળ લેવા તે મુજને, આજથી છે પચ્ચખાણ,
ધ્યાન ધરું જીનરાજનું, વાંચ્છું પ્રભુજીની સહાય. વ્હા. ૮
હીરવિજય ગુરુ હીરલો, વીરવિજય ગુણ ગાય,
લબ્ધિવિજય ગુરુ રાજીયો, તેના હું પ્રણમું રે પાય. વ્હા. ૯

---

[ ૬ ]

## ભીલી રાણીની સજ્ઝાય

સરસ્વતી સામિણી વિનવું, સદ્ગુરુ લાગુ જી પાય,
સતીય શિરોમણી ગાઈશું, ધિંગડમલરાય વન છે અતિ રૂખડા. ૧

ભીલી કહે સ્વામી સૂણો, મારી વિનતડી અવધારો,
ફલ ખાવા અમે જાઈશું, ઈણ વન મોઝારો. ૨
ભીલ કહે ગોરી સૂણો ઈન વન મ જાશો, પર પુરુષ તુમને દેખશે, ધિંગડ. ૩

ભીલી કહે સ્વામી સૂણો, તુમ રાખો વિશ્વાસો,
પર પુરુષ મારે બાંધવા, મ્હારે તુમ હી જ રાણો. ૪
આજ્ઞા લઈ સ્વામી તણી, ભીલી રમવાને ચાલી,
વન દીઠું રળિયામણું, ભીલી ખેલણ લાગી. ૫
ધિંગડરાય દૃષ્ટિ પડી જબ, કે નાઠી રે ભીલી,
કમલ કમલે ગુફા અછે, ભીલી ભીતર પેઠી. ૬
ગજગતિ ચાલે ચાલતી, થારા દુઃખશે પાવો,
દીસે છે પદમણી રૂઅડી, પેરણ કિમ પહેર્યાં છે પાનો ૭
રાજા કહે પ્રધાન સૂણો, ભીલી રૂપમેં રૂડી,
કપટ કરી એહને ભોલવી, મારા મંદિર આવો. ૮
પ્રધાન ચાલીને આવી ગયો, લાગો ભીલીને પાવો,
રાજા કહે પ્રાણ તજું શું કરવું, હવે મારી માં ઓ. ૯
કે જી આપછરા દેવકન્યા કે જી દેવલ પૂતળી,

નહીં હું અપછરા દેવકન્યા, નહીં હું દેવલ પૂતળી,
જન્મ દીયો મોરી માવડી, રૂપ દીયો કિરતારો. ૧૧

વન વસો તમે ઝૂંપડા, આવો હમારે આવાસો,
અમરે સરિખા રાજવી, કેમ કરો છો નિરાસો. ૧૨

વન ભલાં મ્હારાં ઝૂંપડાં, ખપ નહીં છે આવાસો,
મ્હારી સરિખી ગોરલી, તુમારે ઘેર છે દાસો. ૧૩

સાલ દાલ ઘૃત સારણા, નિત નવલા તંબોલો,
પહેરણ પાય પચેલડી, બેસી હિંચકો હિંડાલો. ૧૪

ભોજન કાંઈ સરાવિયે, રાજા અરથ અજાણો,
ભોજન તો મેં કદ ખાધા, ખાધા જંગલવાલા ધાનો. ૧૫

પહેરણ કાંઈ સરાવિયે, રાજા અરથ અજાણો,
પહેરણ પાન પટોલડી, મુજ ભીલી રે જાગો. ૧૬

પૃથ્વી તણો છે રાજવી, તે તો કહીયો છે બાપો,
મુજને કુવચન કહેજો મતી, તમને લાગે છે પાપો. ૧૭

મેરુ ડગે તો હું ડગું, પશ્ચિમ ઉગે જો ભાણો,
શીયલ મારું ખંડું નહીં, જો જાએ મુજ પ્રાણો. ૧૮

રાજા ઘોડાથી ઉતરિયો, લાગે ભીલી રે પાયો,
કુવચન મેં કહ્યાં ઘણાં, તે ખમજ્યો મોરી માં ઓ. ૧૯

ભેરી વાજે ભુંગલ વાજે, વાજે નવરંગ તાલો,
ભીલી પધારી મંદિરે, વર્ત્યો જય જયકારો. ૨૦

ઉદય રત્નની વિનતી, ઢાલ હુઈ એહ પૂરી,
સાંભલનારા સાંભલો, એહ સતી છે રૂડી. ૨૧

---

## મોહ–મિથ્યાત્વની સજઝાય

મોહ મિથ્યાત્વની નિંદમાં, સૂતો કાલ અનંત માજી મોરી,
પરમાધામીને વશ પડચો, પામ્યો દુઃખ અનંત માજી મોરી;
કરણી તો કરશું ચિત્ત નિર્મલી. એ ટેક. ૧
રાગ રસિયા હુંતા સુણ સુણ કરતાં તાન માજી મોરી,
ધર્મકથા નવિ સાંભલી, કાપે તેહનાં કાન માજી મોરી કરણી. ૨
પર નારીના રૂપનો, વિષય વખાણ્યો જોય માજી મોરી,
દેવ ગુરુ નીરખ્યા નહિ, તેની આંખો કાઢે કોય માજી કરણી. ૩
અગ્નિ ધખંતી પૂતલી, ચાંપે હૃદય મોઝાર માજી મોરી,
પરનારીના સંગથી પામ્યો, દુઃખ અપાર માજી કરણી. ૪
સુરભિ ગંધ સૂઘ્યાં ઘણા, ગુંથ્યાં ફૂલ ફરાક માજી મોરી,
અત્તર ફુલેલ પડાવીયા, કાપે તેહનાં નાક માજી કરણી. ૫
જૂઠ વચન બોલ્યાં ઘણું, કૂડકપટની ખાણ માજી મોરી,
પરમાધામી તેહની, જીભ કાઢે જી તાણ માજી કરણી. ૬
ગાડે બ્હેલે બેસીને, બલદ દોડાવે વાટ માજી મોરી,
લોહમાં ધુંસરો ધખાવીયો, લેઈ દોડાવે ફાટ માજી ૭
રસ્તે લૂંટચાં રાંકને, મારી કીધ અન્યાય માજી મોરી,
માંકણ મારે તેહને, પીલે ઘાણી માંહી માજી કરણી. ૮
કુણાં ફલ ભખ્યાં, ગાજર મૂલા કંદ માજી મોરી,
ઊંધે મસ્તક ઉપન્યો, પીડાય કરે આક્રંદ માજી કરણી. ૯
વનસ્પતિ છેદન કરી, કાપ્યા તરુ વનરાય માજી મોરી,
ઝરતા નિંદણ કીધા ઘણા, કાપે તેની કાય માજી કરણી. ૧૦

જવારા વાવીને, ફૂલો સેજ બિછાય માજી મોરી,
ભોગવીયા તેહને, કાંટા ચાંપે કાય માજી કરણી. ૧૧

કલીયાં ફૂલની, તોડી ગુંથ્યાં હાર માજી મોરી,
લી વૃક્ષે બાંધીને, દીયે કોરડાનો માર માજી કરણી. ૧૨

ા ચૂકયા નર જે હતા, કૂડા કપટી જેહ માજી મોરી,
ી પછાડે પર્વતથી, ખંડો ખંડ કરતા દેહ માજી કરણી. ૧૩

માં કલેશ કરાવતી, કથા કળલી નાર માજી મોરી,
સાધામી તેહને, મુખમાં ભરે રે અંગાર માજી કરણી. ૧૪
ાડે કરીને છેદિયાં, લીલાં મોટાં ઝાડ માજી મોરી,
માંધામી તેહના, છેદે મસ્તક ફાડ માજી કરણી. ૧૫

શ કોદાલા પાવડા, પૃથ્વી વિદારણ જેહ માજી મોરી,
ગ્યા જે કોઈ આપશે, પામશે દુઃખ અજેહ માજી કરણી. ૧૬
ી અંગીઠી અગ્નિની, ચલમ ભરે ચકડોલ માજી મોરી,
ાંજા તમાકુ જે પીયે, તે તો ગયા નર્કની પોલ માજી કરણી. ૧૭

ે ઘર રમતા મોજથી, હસતા પાણી ઢોળ માજી મોરી,
ારમાધામી તેહની, ઘણી ઉડાડે રોલ માજી કરણી. ૧૮
ાતું તરવું ઉકાલીને, કરે ક્રોધ અપાર માજી મોરી,
પિચકારી ભરીને છાંટતા, ઉપર નાખતાં ખાર માજી કરણી. ૧૯

ઘણા હોકા પીવતાં, અગ્નિ જલાદિક જીવ માજી મોરી,
તાતા લોહ તપાવીને, મુખ ચાંપે કરે રીવ માજી કરણી. ૨૦
પાપ કર્મથી ઉપન્યો, કુડા વિપાક માંય માજી મોરી,
ઉપર ચૂંટે કાગડા, માંહે કીડા ખાય માજી કરણી. ૨૧

માનવનો ભવ પામીને, હવે જાવું નહિ હાર માજી મોરી,
મર્મ જાણી જિન ધર્મનો, પામીશ હું ભવ પાર. માજી કરણી. ૨૨

## ઇરિયાવહીની સજ્ઝાય

ગુરુસન્મુખ રહી વિનય વિવેકે, ઇરિયાવહી પડિકમીએજી,
આ ભવ પર ભવ પાતિક હણીયે, ગુણશ્રેણીએ ચઢીએ,
શ્રુત અનુસરીએ જીરે. ૧

તરીએ આ સંસાર, પાતિક હરીએજી,
સદ્ગુરુને આધાર પાર ઉતરીએજી;
ષટ અક્ષરનો અર્થ સુણીને, જાણો તે મસ્તક ડોલેજી,
મિચ્છામિ દુક્કડં નિર્યુક્તે, ભદ્રબાહુ ગુરુ બોલે. શ્રુત. ૨

પુઢવી અપ તેઉ વાઉ સાધારણ, ત્રસ થાવર બાદર સૂક્ષ્મજી,
પ્રત્યેક તરુ વિગલેન્દ્રિ, પજ્જત્ત અપજ્જત અઠવીસ. શ્રુત. ૩

હવે પંચેન્દ્રી જલથલ ખેચર, ઉરપરી ભૂજપરી દીસેજી,
ગર્ભ સંમુચ્છિમ દસ પજત્તા, અપજત્તાએ વિશે. શ્રુત. ૪

નારકી સાતે પજ્જ અપજ્જે, ચૌદ ભેદ મન ધારોજી,
કર્મભૂમિ અકર્મભૂમિના પંદર, ત્રીશ વિચારો. શ્રુત. ૫

છપ્પન અંતરદ્વીપના માણુસ, ગર્ભ સંમૂર્છિમ ભેદેજી,
તે અપજ્જત પજ્જત્તા, ગર્ભજ ત્રણુરો ને ત્રણ ભેદ. શ્રુત. ૬

ભુવનપતિ દસ દસ તિરિજ્જૂંભક, પંદર પરમાધામીજી,
વ્યંતર સોળ જ્યોતિષી દસ પણ, કિલ્બિષયાસુર પામી. શ્રુત. ૭

બાર સ્વર્ગ નવલોકાંતિક, નવ ગ્રૈવેયક પંચ ઉપરનાજી,
એહ નવાણું પજત્તા અપજત્તા, એકસો એકસો અઠ્ઠાણું સુરના. શ્રુત. ૮

અભિહયા આદિ દસ પદ સાથે, પાંચસે ત્રેસઠ ગણતાંજી,
છપ્પનસો ને ત્રીશ થયાં તે, રાગદ્વેષને હણતાં. શ્રુત. ૯
અગિયાર સહસ ને બસે સાઠે, મન વચન કાયાએ તિગુણાજી,
તેત્રીશ સહસ ને સાતસે એંશી, તે વળી આગળ ત્રિગુણા. શ્રુત. ૧૦
કરે કરાવે ને અનુમોદે, એક લાખ તેરશે ને ચાલીશજી,
ત્રણ કાળશું ગણતાં તિગલખ, ચાર હજાર ને વીશ. શ્રુત. ૧૧
કેવલ શુદ્ધિ મુનિવર આતમ, છગુણા લાખ અઢારજી,
ચોવીસ સહસ ને એકસો વીશ, સરવાળે અવધાર. શ્રુત. ૧૨
છઠે વરસે દીક્ષા લીધી, નવસે કેવલ ધારીજી,
જલક્રીડા કરતા ઉપજતા, મુનિવરની બલિહારીજી. શ્રુત. ૧૩
એમ કોઈ સાધુ શ્રાવક પાતિક, ટાલી લહે ભવપારજી,
શ્રી શુભ વીરનું શાસન વરતે, એકવીસ વરસ હજાર. શ્રુત. ૧૪

---

## પડિક્કમણાની સજઝાય

ગોયમ પૂછે શ્રી મહાવીરને રે, ભાખો પ્રભુજી સંબંધ રે,
પ્રતિક્રમણથી શ્યું ફળ પામીએ રે. ગો. ૧
સાંભળો ગોયમ જે કહું પુન્યથી રે, કરણી કરતાં પુન્યનો બંધ રે,
પુન્યથી બીજો અધિકો કો નહિ રે, જેથી થાયે સુખ સંબંધ રે. ગો. ૨
ઇચ્છા પડિકમણું કરી પામીએ રે, પ્રાણી પુન્યનો બંધ રે,
પુન્યની કરણી જે ઉવેખશે રે, પરભવે થાશે અંધોઅંધ રે. ગો. ૩
પાંચ હજાર ને ઉપર પાંચશે રે, દ્રવ્ય ખરચી લખાવી જેહ રે,
જીવા ભગવઈ પન્નવણા તણી રે, મૂકે ભંડારે પુન્યથી રેહ રે. ગો. ૪

પાંચ હજાર ને ઉપર પાંચશેરે ગાયો ગર્ભવતી જેહ રે,
તેહને અભયદાન દેતાં થકા રે, મુહપતિ આપ્યાનું પુન્ય એહ રે.ગો. ૫
દસ હજાર ગોકુલ ગાયો તણા રે, એકેકો દશ હજાર પ્રમાણ રે,
તેહને અભયદાન દેતા થકા રે, ઉપજે પ્રાણીને નિવરવાણ રે. ગો. ૬
તેથી અધિકું ઉત્તમ ફળ પામીએ રે, પરનો ઉપદેશ દીધાનો જાણ,
ઉપદેશથી સંસારી તરે રે, ઉપદેશે પામે પરિમલ નાણ રે. ગો. ૭
શ્રી જિનમંદિર અભિનવ શોભતાં રે, શિખરનું ખરચ કરાવે જેહ રે,
એકેકો મંડપ બાવન ચૈત્યનો કરે,
ચરવલો આપ્યાનું ફળ એહ રે. ગો. ૮
માસ ખમણની તપસ્યા કરે રે, અથવા પન્નર કરાવે જેહ રે,
એહવા કોડ પંનર કરતા થકા રે,
કાંબલીયુ આપ્યાનું ફલ એહ રે. ગો. ૯
સહસ અઠયાસી દાનશાળા તણું રે, ઉપજે પ્રાણીને પુન્યનો બંધ રે,
સ્વામી સંઘાતે ગુરુસ્થાનકે રે, પ્રવેશ થાએ પુન્યનું બંધ રે. ગો. ૧૦
શ્રી જિનપ્રતિમા સોવનમય કરે રે, સહસ અઠયાસીનો પ્રમાણ રે,
એકેકી પ્રતિમા પાંચસે ધનુષ્યની રે,
ઇરિયાવહી પડિક્કમણાનો સંબંધ રે. ૧૧
આવશ્યક પંજર જુગતે ગ્રંથમાં રે,
ભાખ્યો એ પડિક્કમણાનો સંબંધ રે,
જીવા ભગવઈ આવશ્યક જોઈએ રે,
સ્વમુખ ભાખે વીરજિણંદ રે. ગો. ૧૨
વાચકજસ કહે શ્રદ્ધા ધરો રે, પાલશે પડિક્કમણાનો વ્યવહાર રે,
અનુત્તર સમ સુખ પામે મોટકે રે,
પામશે ભવિજન ભવજલ પાર રે. ગો. ૧૩

# ત્રેસઠ શલાકા પુરુષની સજઝાય

(ચોપાઈની દેશી)

પ્રહ સમે પ્રણમું સરસતી માય, વલી સદ્‌ગુરુને લાગું પાય;
ત્રેશઠ શલાકાનાં કહું નામ, નામ જપતાં સીજે કામ. ૧
પ્રથમ ચોવીશ તીર્થંકર જાણ, તેહતણાં હું કરીશ વખાણ;
ઋષભ અજિત ને સંભવ સ્વામ, ચોથા અભિનંદન અભિરામ. ૨
સુમતિ પદ્મપ્રભુ પૂરે આશ, સુપાર્શ્વ ચંદ્રપ્રભુ દે સુખવાસ,
સુવિધિ શીતલ ને શ્રેયાંસનાથ, એ છે સાચા શિવપુર સાથ. ૩
વાસુપૂજ્ય જિન વિમલ અનંત, ધર્મ શાંતિ કુંથુ અરિહંત;
અર મલ્લી મુનિસુવ્રત સ્વામ, એહથી લહીએ મુક્તિનું ઠામ. ૪
નમિનાથ નેમિસર દેવ, જસ સુરનર નિત્ય સારે સેવ;
પાર્શ્વનાથ મહાવીર પ્રસિદ્ધ, ત્રુઠચા આપે અવિચલ ઋદ્ધ. ૫
હવે નામ ચક્રવર્તીતણાં, બાર ચક્રી જે શાસ્ત્રે ભણ્યાં;
પહેલો ચક્રી ભરતનરેશ, સુખે સાધ્યા જિણે ષટ્‌ખંડ દેશ. ૬
બીજો સગર નામે ભૂપાલ, ત્રીજો માઘવરાય સુવિશાલ;
ચોથા કહીયે સનતકુમાર, દેવપદની પામ્યા છે સાર. ૭
શાંતિ કુંથુ અર ત્રણેરાય, તીર્થંકર પણ પદ કહેવાય;
સુભુમ આઠમો ચક્રી થયો, અતિ લોભે તે નરકે ગયો. ૮
મહાપદ્મરાય બુદ્ધિ નિધાન, હરિશેણ દશમો રાજન;
અગિયારસો જયનામ નરેશ, બારમો બ્રહ્મદત્ત ચક્રનરેશ. ૯
એ બારે ચક્રીસર કહ્યા, સૂત્ર સિદ્ધાંત થકી મેં લહ્યા;
હવે વાસુદેવ કહું નવ નામ, ત્રિણ ખંડ જેણે જીત્યા ઠામ. ૧૦

વીર જીવ પ્રથમ ત્રિપૃષ્ટ, બીજો નૃપ જાણો દ્વિપૃષ્ટ;
સ્વયંભૂ પુરુષોત્તમ મહારાય, પુરુષસિંહ પુંડરિક રાય. ૧૧
દત્ત નારાયણ કૃપણ નરેશ, એહ નવ હવે બલદેવ વિશેષ;
અચલ વિજયભદ્ર સુપ્રભ ભૂપ, સુદર્શન આનંદ નંદન રૂપ. ૧૨
પદ્મરામ એ નવ બલદેવ, પ્રતિ શત્રુ તવ પ્રતિ વાસુદેવ;
અશ્વ ગ્રીવ તારક રાજેન્દ્ર, મેરક મધુ નિશુભ બલેન્દ્ર. ૧૩
પ્રહ્‌લાદ ને રાવણ જરાસંધ, જીત્યા ચક્રબલે સત્યસંધ;
ત્રેસઠ સંખ્યા પદવી કહી, માતા ઈકસઠ ગ્રંથે નહિ. ૧૪
પિતા બાવન ને સાઠ શરીર, ઓગણસાઠ જીવ મહાધીર,
પંચવરણ તીર્થંકર જાણ, ચક્રી સોવન વાન વખાણ. ૧૫
વાસુદેવ નવ શામલ વાન, ઉજ્જવલ તજી બલદેવ પ્રધાન;
તીર્થંકર મુનિપદ વર્યા, આઠ ચક્રી સાથે સંચર્યા. ૧૬
બલદેવ આઠ તેહને સાથ, શિવપદ લીધો હાથો હાથ;
માધવ સનતકુમાર સુરલોક, ત્રીજે સુર સેવે ગત સોગ. ૧૭
નવમો બલદેવ બ્રહ્મ નિવાસ, વાસુદેવ સહુ અધગતિવાસ;
અષ્ટમ બારમ ચક્રી સાથ, પ્રતિ વાસુદેવ સમા નરનાથ. ૧૮
સુરવર સુખશાતા ભોગવી, નરક દુઃખ વ્યથા અનુભવી;
અનુક્રમે કર્મ સૈન્ય જય કરી, નવવર ચતુરંગી સુખ વરી. ૧૯
સદ્‌ગુરુ જોગે ક્ષાયિક ભાવ, દર્શન જ્ઞાન ભવોદધિ નાવ;
આરોહિ શિવમંદિર વસે, અનંત ચતુષ્ટય તવ ઉલ્લસે. ૨૦
લેશે અક્ષયપદ નિર્વાણ, સિદ્ધ સર્વે દ્યો મુજ કલ્યાણ;
ઉત્તમ નામ જપો નરનાર, સરૂપચંદ્ર લહે જયજયકાર. ૨૧

## સમ્યક્ત્વ ઉપર શ્રેણિક નૃપની સજઝાય

(દોહા)

શ્રેણિકને સમકિત નહીં, તેહ સમેરી બાત,
શ્રોતા સુણજ્યો કાન દેઈ, થિર કરી મન વચ ગાત. ૧
રાજગૃહી નયરી ભલી, શ્રેણિક તિહાં રાજન.
રાણી તેહની ચેલણા, સકલ ગુણોની ખાણ. ૨

### ઢાળ પહેલી

(દેશી—આછે લાલની)

રાણી ચિત્ત મઝાર, કરે અનેક વિચાર,
આછે લાલ રાજા સમકિત કિમ લહેજી? ૧
રાજા ચિત્ત મિથ્યાત, કરે અધિકી બાત,
આછે લાલ ઈક દિન રાણીને કહેજી. ૨
આજ ગયો ગુરુ પાસ, ઉપન્યો કેવલ ખાસ,
આછે લાલ માત પિતા સ્વર્ગે ગયાજી. ૩
થારા તાતનો તાત, વલી ચેડાની માત,
આછે લાલ ઇણહિજ વન હિરણ્યા થયાજી. ૪
રાણી કહે એ વાત, સાચી હોસે નાથ,
આછે લાલ કેવલી દેખવા જાવસાંજી. ૫
વંદવા ગયા દોઈ સાથ, પૂછી સઘલી વાત,
આછે લાલ નૂતો દેઈ ઘેર આવીયાજી. ૬
તાપસ બહુ પરિવાર, આવત હર્ષ અપાર,
આછે લાલ રાણીને સમજાવશું જી. ૭

રાણી દાસીને કહે આપ, મોજડી તાપસની કાપ,
આછે લાલ ખીર બનાવો ઉમદાજી. ૮
તાપસ સહુ પરિવાર, જીમતા હર્ષ અપાર,
આછે લાલ રાણીના ગુણ ઉચ્ચરેજી ૯
જીમીને ચાલ્ય જાય, ગુરુ કરો રહે રાય,
આછે લાલ આજે દિહાડો નહિં ભલોજી. ૧૦
મોટો તાપસ તિણ ઠાય, મોજડી જોવા ધાય,
આછે લાલ રાજા મન શંકા પડીજી. ૧૧
રાણીને પૂછે રાય, મોજડી કિણવિધ જાય,
આછે લાલ રાણી કહે એ કેવલીજી. ૧૨
શરમાણો તેહ રાય, ધર્મ તાપસનો જાય,
આછે લાલ જીવ લઈ કોલે પડચાજી. ૧૩
થારો મેલો ધર્મ, ભૂંડો જેહનો ભર્મ,
આછે લાલ રાણી એ કિમ ધારીયોજી. ૧૪
રાણી ભાષે તામ, ઈમ મત બોલો સ્વામ,
આછે લાલ કર્મ બધાયે છે આકરાજી. ૧૫
થારો ધર્મ છે જેહ બોધ કહાવે તેહ,
આછે લાલ ભક્ષ કરે હાથી તણોજી. ૧૬
એવા ગુરુ તુમ રાય, જેહને સાથે ધાય,
આછે લાલ તે કિમ તરશે બાપડાજી. ૧૭
રાજા ભાષે એમ, નહીં થારા ગુરુને નેમ,
આછે લાલ પરનારીને ભોગવે જીરે. ૧૮

અવસરે દેશું બતાય, અભક્ષ તે નિતપ્રતિ ખાય,
આછે લાલ રાણી કહે મારાએ નહીંજી. ૧૯

છલ દેખે નિત્ય રાય, જૈન મુનિ કોઈ આય,
આછે લાલ લાજ ગુમાવું તેહનીજી. ૨૦

નવી દેખે કોઈ સુજજ, રાજા થયો અબુજજ,
આછે લાલ એક દિન રમવા નીસર્યોજી. ૨૧

વનમેં મંદિર એક, કાઉસગ્ગ રહ્યાં મુનિ દેખ,
આછે લાલ વેશ્યા આણી તિણ સમેજી. ૨૨

ઘાલી મંદિર માંહી, દીનો તાલો ત્યાંહી,
આછે લાલ રાજા આવાસે ગયોજી. ૨૩

કાઉસગ્ગ પારી મુનિરાય, જાણ્યો સવિ અભિપ્રાય,
આછે લાલ જૈન તણી હાંસી હુસેજી. ૨૪

અવસર આયા કપટ્ટ, કરે મુનિવેશ પલટ્ટ,
આછે લાલ સર્વ કુશલ શ્વેતામ્બરજી. ૨૫

( દોહા )

મુનિવર મનમેં ચિંતવે, જાલા ગૂંથી રાય,
લબ્ધિ ઈહાં નહીં ફોડસું, ધર્મની હાનિ થાય. ૧

## ઢાળ બીજી

( દેશી ચોપાઈની )

લબ્ધિ ફોડ મુનિ કિયો વિસ્તાર, અગની લગાઈ તેણી વાર,
ભભૂત બનાય ચોળી અંગ, બન બેઠ્યો બાવો નિધિંગ. ૧

સિંગી જટા બનાઈ મજબૂત, બન બેઠયો જોગી અવધૂત,
સિંદૂર ટીકી અખિયાં લાલ, બિછાય બેઠયો ચિત્રાની ખાલ. ૨

હાથ કમંડલું પગે પાવડી, છેલી જટા બનાઈ બેવડી,
રુદ્રાક્ષની માલા લોહનો કડો, આગલ લે બેઠો લાખનો ઘડો. ૩

મુંજ કંદોરો કાષ્ટ લંગોટ, વલિ બનાવ્યા ભભૂતના લોટ,
વિજયા કૂંડી ને ત્રિદંડિયો, લોહ તણો કિયો ચિપિયો. ૪

બલક ચીરીની બાંટી ચાલ, ઓઢી બેઠો ચિત્રાની પાલ,
ધગ ધગ ધૂણી ધૂગાઈ તામ, ચિલમ તમાખુ મેલ્યા ઠામ. ૫

અડગ હોય જવ માંડયો જાપ, અલખ જગાવી બોલ્યો આપ,
મુજથી અલગી રહેજે નાર, રખે ભસ્મ હોવે થારી છાર. ૬

થર થર ધ્રૂજી વેશ્યા નાર, કઠિન ફંદ મુઝ લાગ્યો લાર,
જો હવે હું નિકલું દેહરા બાર, તો હું આઈ નવે અવતાર. ૭

રાજા રાણીને બોલીયો, થારા ગુરુનો ચરિત્ર જુઓ,
વેશ્યા ઘાલી મંદિર માંહી, પ્રત્યક્ષ દેખો જઈને ત્યાંહી. ૮

રાણી બોલી રાજાને તિણ ઠાય, થારા ગુરુ હોસી મહારાય,
માહરા ગુરુની પૂરી પરતીત, ધર્મતણી વે રાખે રીત. ૯

રાજાયે ઢંઢેરો ફેરિયો, લોક બહુ જોવાને મિલિયો,
રાજા રાણી હર્ષ અપાર, જાય ખોલ્યા દહેરાના બાર. ૧૦

અલખ જગાવી નીકલ્યો બાર, ધકે જોગીને લારે વેશ્યા નાર,
રાજાજી હાકો બાકો થયો, કઠને પેઠો કઠિને ગયો. ૧૧

રાણી રાજાને બોલીને હસી, થોરા ગુરુની બાતાં ઈસી,
થારાં મહારાજ પરનારી શું કરે અકાજ. ૧૨

રાજા મુખ નીચે ઘાલિયો, રાણી સમકિત સનમુખ કિયો,
ધન ધન હો મોટા ઋષિરાજ, ધર્મ તણી થાં રાખી લાજ.
એક દિન રાજા વનમેં જાય, મુનિ અનાથી દેખ્યા તિણ ઠાય,
પૂછી વૃત્તાન્ત ને જાણ્યો ધર્મ, મિથ્યાત તણો તિહાં ભાંગ્યો ભર્મ. ૧
સમકિત પામ્યો તેહને પાસ, ઉત્તરાધ્યયને જોજ્યો ખાસ,
પંચ પ્રકારે કુગુરુ વલી, અવંદનિક ભાખ્યા કેવલી. ૧
એહ અધિકારે સમકિત દૃઢ કરો, તેથી નિશ્ચય શિવપદ વરો,
સૂરિ રાજેન્દ્રની એહ છે વાણ, ધન ધન પ્રાણી તે ગુણખાણ. ૧
રુચિ પ્રમોદે સમકિત લહી, ધન્ન મુનિ સમ શોભા કહી,
સર્વ ધર્મનેં સમકિત સાર, નિશ્ચય પામે મોક્ષ દુવાર. ૧

---

## ક્રોધની સજ્ઝાય

( સાંભળજો મુનિ સંજમ રાગે—એ દેશી )

ક્રોધ ન કરીએ ભોલા પ્રાણી, ક્રોધે દુરગતિ ખાણી રે;
ક્રોધે તપ જપ હોયે હાણી, ઇમ વદે જિનવાણી રે. ક્રોધ ૧
ક્રોધે દૂર શિવ પટરાણી, જાયે જિમ રીસાણી રે;
ક્રોધ ચંડાલતણી નીસાણી, કાયલતા કુમલાણી રે. ક્રોધ ૨
ક્રોધે નવલાં વેર બંધાવે, પ્રેમ પૂરવલો જાય રે;
ક્રોધે નવલી પ્રીતિ ન થાયે, ક્રોધે આપ મરાય રે. ક્રોધ ૩
આપ તપે પરને સંતાપે, જે નર ક્રોધે વ્યાપે રે;
ક્રોધે નર નારીને શ્રાપે, પિંડ ભરાયે પાપે રે. ક્રોધ ૪
ક્રોધે લજ્જાના તંતુને ત્રોડે, પુન્ય તરુવર મોડે રે;
સદ્ગતિ કેરાં સુખ સંકોડે, દુરગતિ સામો દોડે રે. ક્રોધ ૫

માતાપિતા સુત બાંધવ છોડે, ક્રોધે મૂંછ મરોડે રે;
રાજા દંડે આવે ખોડે, અપજશનાં ફળ જોડે રે. ક્રોધ
ક્રોધે સઘળાં કાજ વણાસે, પરનાં મર્મ પ્રકાશે રે;
સજ્જન તે પણ અળગા નાસે, કોઈ ન રાખે પાસે રે. ક્રોધ
આતમ ! શુભ શિખલડી આ છે, જો તું શિવપુર વાંછે રે;
પર નિંદાથી રહીને પાછે, મિચ્છામિ દુક્કડં વાસે રે. ક્રોધ
શ્રી જિન આગમને અભ્યાસે, ભાવસાગર ઈમ ભાખે રે;
ધર્મ કરો મનને ઉલ્લાસે, ઉપશમ આણો પાસે રે. ક્રોધ

---

## માનની સજ્ઝાય

( રાજગૃહી નગરીનો વાસી—એ દેશી )

અભિમાન મ કરજો કોઈ, અભિમાન થકી દુઃખ હોઈ;
હો ભવિજન માન તજો.
અભિમાન મહા દુરદંત, નવિ આણે સાધુ મહંત. હો. ભ.
જોરાવર એ જગમાંહે, ન ટકે જેહથી કોઈ પાંહે હો;
દેવદાનવશું લડીયો, જે સુરપતિને પણ નડીયો. હો. ભ.
રામચંદ્રની ઘરણી, જેહની અતિ મોટી કરણી હો;
તેહ સીતા સતી આણી, કરવાને નિજ ધણિયાણી હો. ભ.
સઘળા નરપતિ સેવંતા, જે હુંતા લોક વિદિતા હો;
એહવો જે રાવણ રાણો, દુઃખ પામ્યો તે સપરાણો હો. ભ.
ઉત્તમ જાતિ કુળ પામી, તુમ માન ન કરશો ધામી હો;
અભિમાન કર્યો શિશપાલે, તે તરત ગયો પાયાલે હો. ભ.

બીજાનું શું કહેવું, વીર જિણંદ સંબંધ અહેવું હો;
ઇમ મૂરખ ગુણહીણા, અભિમાન કરે ધનલીણા. હો. ભ. ૬
ખર કરહા અવતાર ... પરાભાવ લહે નિરધાર હો;
આઠે મદને પરિહ..., તો શવમંદિર સંચરીયે. હો. ભ. ૭
સદ્ગુરુ વાણી સુણીજે, ઉપદેશ સુધારસ પીજે હો;
ભાવસાગર ઈમ ભાષે, નવાનગર રહી ચોમાસે. હો. ભ. ૮

---

## શ્રી સ્થાપના કુલક સજ્ઝાય

પૂરવ નવમાંથી ઉદ્ધરી, જિમ ભાષે શ્રીભદ્રબાહુ રે;
સ્થાપના કલ્પ એમ કહું, તિમ સંભળાવજો સહુ સાહુ રે. ૧
પરમ ગુરુવચણે મન દિજે, તો સુરતરુ ફળ લીજે. એ ટેક.
લાલ વરણ જે સ્થાપના માંહે રેખા શ્યામ તે જોય રે;
આવું જ્ઞાન બહુ સુખ દીએ, તેલાનીલ કંઠ સમ હોય રે. ૨
પીતવરણ જે થાપના માંહી, દીસે બિંદુ તે શ્વેત રે;
તેહ પખાલી પાઈએ, સવિ રોગ વિલયનો હેત રે. ૩
શ્વેત વરણ જે થાપના માંહી, પીત બિંદુ તસ હોય રે;
નયણ રોગ છાંટે હરે, પીતાં ટળે શૂલશરીર રે. ૪
નીલ વરણ જે થાપના માંહે, પીત બિન્દુ તે સાર રે;
તેહ પખાલી પાઈએ, અહિ વિષનો ઉતાર રે. ૫
ટાળે વિશુચિકી રોગ જે, ધૃત લાભ દીએ ધૃત વન્ન રે;
રક્ત વર્ણ પાસે રહ્યો માંહે, માનવી કેરાં મન્ન રે. ૬
શુદ્ધ શ્વેત જ થાપના માંહે, દીસે રાતી રેખ રે;
કંઠ થકી વિષ ઉતરે વળી, સીજે કાર્ય અશેષ રે. ૭

માતાપિતા સુત બાંધર્વ છોડે, ક્રોધે મૂંછ મરોડે રે;
રાજા દંડે આવે ખોડે, અપજશનાં ફળ જોડે રે. ક્રોધ ૬
ક્રોધે સઘળાં કાર્ય વણાસે, પરનાં મર્મ પ્રકાશે રે;
સજ્જન તે પણુ અળગા નાસે, કોઈ ન રાખે પાસે રે. ક્રોધ ૭
આતમ ! શુભ શિખલડી આ છે, જો તું શિવપુર વાંછે રે;
પર નિંદાથી રહીને પાછે, મિચ્છામિ દુક્કડં વાસે રે. ક્રોધ ૮
શ્રી જિન આગમને અભ્યાસે, ભાવસાગર ઈમ ભાષે રે;
ધર્મ કરો મનને ઉલ્લાસે, ઉપશમ આણો પાસે રે. ક્રોધ ૯

---

## માનની સજઝાય

( રાજગૃહી નગરીનો વાસી—એ દેશી )

અભિમાન મ કરજો કોઈ, અભિમાન થકી દુઃખ હોઈ;
હો ભવિજન માન તજો.
અભિમાન મહા દુરદંત, નવિ આણે સાધુ મહંત. હો. ભ ૧
જોરાવર એ જગમાંહે, ન ટકે જેહથી કોઈ પાંહે હો;
દેવદાનવશું લડીયો, જે સુરપતિને પણ નડીયો. હો. ભ. ૨
રામચંદ્રની ઘરણી, જેહની અતિ મોટી કરણી હો;
તેહ સીતા સતી આણી, કરવાને નિજ ધણિયાણી હો. ભ.
સઘળા નરપતિ સેવંતા, જે હુંતા લોક વિદિતા હો,
એહવો જે રાવણ રાણો, દુઃખ પામ્યો તે સપરાણો હો. ભ.
ઉત્તમ જાતિ કુળ પામી, તુમ માન ન કરશો ધામી હો,
[illegible] ગયો પાયાલે હો. ભ.

બીજાનું શું કહેવું, વીર જિણંદ સંબંધ અહેવું હો;
ઈમ મૂરખ ગુણહીણા, અભિમાન કરે ધનલીણા. હો. ભ. ૬
ખર કરહા અવતાર ે પરાભાવ લહે નિરધાર હો;
આઠે મદને પરિહ , તો શવમંદિર સંચરીયે. હો. ભ. ૭
સદ્‌ગુરુ વાણી સુણીજે, ઉપદેશ સુધારસ પીજે હો;
ભાવસાગર ઈમ ભાષે, નવાનગર રહી ચોમાસે. હો. ભ. ૮

## શ્રી સ્થાપના કુલક સજઝાય

પૂરવ નવમાંથી ઉદ્ધરી, જિમ ભાષે શ્રીભદ્રબાહુ રે;
સ્થાપના કલ્પ એમ કહું, તિમ સંભળાવજો સહુ સાહુ રે. ૧
પરમ ગુરુવયણે મન દિજે, તો સુરતરુ ફળ લીજે. એ ટેક.
લાલ વરણ જે સ્થાપના માંહે રેખા શ્યામ તે જોય રે;
આવું જ્ઞાન બહુ સુખ દીએ, તેલાનીલ કંઠ સમ હોય રે. ૨
પીતવરણ જે થાપના માંહી, દીસે બિંદુ તે શ્વેત રે;
તેહ પખાલી પાઈએ, સવિ રોગ વિલયનો હેત રે. ૩
શ્વેત વરણ જે થાપના માંહી, પીત બિંદુ તસ હોય રે;
નયણ રોગ છાંટે હરે, પીતાં ટળે શૂલશરીર રે. ૪
નીલ વરણ જે થાપના માંહે, પીત બિન્દુ તે સાર રે;
તેહ પખાલી પાઈએ, અહિ વિષનો ઉતાર રે.
ટાળે વિશુચિકી રોગ જે, ઘૃત લાભ દીએ ઘૃત વન્ન રે;
રક્ત વર્ણ પાસે રહ્યો માંહે, માનવી કેશં મન્ન રે.
શુદ્ધ શ્વેત જ થાપના માંહે, દીસે રાતી રેખ રે;
કંઠ થકી વિષ ઉતરે વળી, સીજે કાર્ય અશેષ રે.

માતાપિતા સુત બાંધવ છોડે, ક્રોધે મૂંછ મરોડે રે;
રાજા દંડે આવે ખોડે; અપજશનાં ફળ જોડે રે. કં
ક્રોધે સઘળાં કાજ વણાસે, પરનાં મર્મ પ્રકાશે રે;
સજ્જન તે પણ અળગા નાસે, કોઈ ન રાખે પાસે રે. કં
આતમ ! શુભ શિખલડી આ છે, જો તું શિવપુર વાંછે રે;
પર નિંદાથી રહીને પાછે, મિચ્છામિ દુક્કડં વાસે રે. કં
શ્રી જિન આગમને અભ્યાસે, ભાવસાગર ઈમ ભાષે રે;
ધર્મ કરો મનને ઉલ્લાસે, ઉપશમ આણો પાસે રે. કં

---

## માનની સજ્ઝાય

( રાજગૃહી નગરીનો વાસી—એ દેશી )

અભિમાન મ કરજો કોઈ, અભિમાન થકી દુઃખ હોઈ
હો ભવિજન માન તજો
અભિમાન મહા દુરદંત, નવિ આણે સાધુ મહંત. હો.
જોરાવર એ જગમાંહે, ન ટકે જેહથી કોઈ પાંહે હો
દેવદાનવશું લડીયો, જે સુરપતિને પણ નડીયો. હો.
રામચંદ્રની ઘરણી, જેહની અતિ મોટી કરણી હો
તેહ સીતા સતી આણી, કરવાને નિજ ધણિયાણી હો.
સઘળા નરપતિ સેવંતા, જે હુંતા લોક વિદિતા હો
એહવો જે રાવણ રાણો, દુઃખ પામ્યો તે સપરાણો હો.

ભ. મરમ વચન બોલ્યા થકી, જિમ સજ્જન પ્રતિકૂળ હો;
ભ. તિમ તપ જપ સંજમક્રિયા, માયાએ થાયે ધૂળ હો. ભ. ૩
ભ. મલ્લિ જિનેસર બાંધીયો, માયાએ સ્ત્રીવેદ હો;
ભ. ઉત્તમ નર કરજો તુમે, તે માટે તસ છેદ હો. ભ. ૪
ભ. માયગારા માનવી સેવ કરે કર જોડી હો;
ભ. માયાએ રીઝે માનવી, આપે ધનની કોડી હો. ભ. ૫
ભ. ઈમ જાણીને મત કરો, માયા સાથે રંગ હો;
ભ. જિમ જોગીસર મોટકા, ન કરે નારીનો સંગ હો. ભ. ૬
ભ. ભવસાગર કહે ભવિજના, સાંભળો સદ્ગુરુ વાણ હો;
ભ. માયાના પરિહારથી, લહીયે સુખ નિરવાણ હો. ભ. ૭

## લોભની સજ્ઝાય

(પુષ્ખલઈ વિજયે જયો રે—એ દેશી)

લોભ ન કરીયે પ્રાણિયા રે, લોભ બૂરો સંસાર,
લોભ સરીખો કો નહિ રે, દુરગતિનો દાતાર;
લોભ સરીખો કો નહિ રે, દુરગતિનો દાતાર. ભ૦ ૧
ભવિકજન લોભ બૂરો સંસાર, વરજો તુમે નિરધાર.
જિમ પામો ભવપાર, ભવિકજન લોભ બૂરો સંસાર,
અતિલોભે લખમીપતિ રે, સાગર નામે શેઠ;
પૂરે પયોનિધિમાં પડ્યો રે, જઈ બેઠો તસ હેઠ. ભ૦ ૨
સોવન મૃગના લોભથી રે, દશરથસુત શ્રીરામ;
સીતા નારી ગુમાવીને રે, ભમીયો ઠામો ઠામ. ભ૦ ૩
દશમા ગુણઠાણા લગે રે, મોહતણું છે જોર;
શિવપુર જાતાં જીવને રે, એહ જ મોટો ચોર. ભ૦ ૪

અર્ધ રક્ત જે થાપના વળી, અર્ધ પીત પરિપુષ્ટ રે;
તેહ પખાલી છાંટીએ અરે, અક્ષિરોગને દુષ્ટ રે. ૮
જંબુ વર્ણ જે થાપના માંહે, સર્વવર્ણના બિન્દુ રે;
સર્વ સિદ્ધિ તેહથી હોવે, મોહે નરનારીને વૃંદ રે. ૯
જાતિપુષ્પ સમ થાપના, સુત વંશ વધારે તેહ રે;
મોર પિચ્છસમ થાપના, વંછિત દીએ ન સંદેહ રે. ૧૦
સિદ્ધિ કરે ભય અપહરે, પાર દસમ બિન્દુ તેર થામ રે;
મષક સમજે થાપના, તે ટાળે અહિ વિષ દામ રે. ૧૧
એક આવર્તે સુખ દિઓ, બેહુ આવર્તે ભંગ રે,
ત્રિહું આવર્તે માન દે, ચિહું આવર્તે નહિ રંગ રે. ૧૨
પંચ આવર્તે ભય હરે, છ આવર્તે દિએ રોગ રે;
સાત આવર્તે સુખ કરે, વળી ટાળે સઘળા રોગ રે. ૧૩
વિષમાવર્તે સુખ ફળ ભલું, સમ આવર્તે ફળ હિત રે;
ધર્મનાશ હોય તેહથી, એમ ભાખે તત્ત્વ પ્રવીણ રે. ૧૪
જેહ વસ્તુમાં થાપીએ, દક્ષિણ આવર્તે તેહ રે;
તે અખુટ સઘળુ હોય, કહે વાચકયશ ગુણગેહ રે. ૧૫

---

## માયાની સજ્ઝાય

(સુદર! પાપસ્થાનક તજો સોળમુ—એ દેશી)

ભવિયણ ! માયા મૂળ સંસારનું, માયા મોહની રીઝ હો;
ભવિયણ ! માયાએ જગ સહુ નડયા, માયા દુર્ગતિ બીજ હો. ભ. ૧
ભ. જિમ દાહિણ પવને કરી, મેઘ હુએ વિસરાળ હો;
ભ. તિમ માયાના જોરથી, પુન્ય ઘટે તતકાળ હો ભ. ૨

ભ. મરમ વચન બોલ્યા થકી, જિમ સજ્જન પ્રતિકૂળ હો;
ભ. તિમ તપ જપ સંજમક્રિયા, માયાએ થાયે ધૂળ હો. ભ.
ભ. મલ્લિ જિનેસર બાંધીયો, માયાએ સ્ત્રીવેદ હો;
ભ. ઉત્તમ નર કરજો તુમે, તે માટે તસ છેદ હો. ભ.
ભ. માયગારા માનવી સેવ કરે કર જોડી હો;
ભ. માયાએ રીઝે માનવી, આપે ધનની કોડી હો. ભ.
ભ. ઈમ જાણીને મત કરો, માયા સાથે રંગ હો;
ભ. જિમ જોગીસર મોટકા, ન કરે નારીનો સંગ હો. ભ.
ભ. ભવસાગર કહે ભવિજના, સાંભળો સદ્ગુરુ વાણ હો;
ભ. માયાના પરિહારથી, લહીયે સુખ નિરવાણ હો. ભ.

## લોભની સજ્ઝાય

(પુખ્ખલઈ વિજયે જયો રે–એ દેશી)

લોભ ન કરીયે પ્રાણિયા રે, લોભ બૂરો સંસાર,
લોભ સરીખો કો નહિ રે, દુરગતિનો દાતાર;
ભવિકજન લોભ બૂરો સંસાર, વરજો તુમે નિરધાર. ભ૦ ૧
જિમ પામો ભવપાર, ભવિકજન લોભ બૂરો સંસાર,
અતિલોભે લખમીપતિ રે, સાગર નામે શેઠ;
પૂરે પયોનિધિમાં પડ્યો રે, જઈ બેઠો તસ હેઠ. ભ૦ ૨
સોવન મૃગના લોભથી રે, દશરથસુત શ્રીરામ;
સીતા નારી ગુમાવીને રે, ભમીયો ઠામો ઠામ. ભ૦ ૩
દશમા ગુણઠાણા લગે રે, મોહતણું છે જોર;
શિવપુર જાતાં જીવને રે, એહ જ મોટો ચોર. ભ૦ ૪

નવવિધ પરિગ્રહ લોભથી રે, દુરગતિ પામે જીવ;
પરવશ પડિયો બાપડો રે, અહોનિશ પાડે રીવ. ભ૦ ૫
પરિગ્રહનાં પરિહારથી રે, લહિયે સુખ શ્રીકાર;
દેવ દાનવ નરપતિ થઈ રે, જઈએ મુગતિ મોઝાર. ભ૦ ૬
ભાવસાગર પંડિત ભણે રે, વીરસાગર બુધ શીશ;
લોભતણે ત્યાગે કરી રે, પહોંચે સયલ જગીશ. ભ૦ ૭

## નિદ્રાની સજ્ઝાય

(પરમાતમ પૂરણ કલા—એ દેશી)

નિંદરડી વેરણ હુઈ રહી, ઈણ હુંતી હો બગડે ધર્મ વાત કે;
ચોર ફિરે ચિહું પાખતી, કિમ સોવે હો તે દિન રાત કે. નિં૦
વીર કહે સુણ ગોયમા, મત કરજો હો એક સમય પ્રમાદ કે;
જરા આવે જોબન ગલે, તે સૂતાં હો કહો કવણ સવાદ કે. નિ૦
ચૌદ પૂરવધર મુનિવરુ, નિંદ કરતા હો જાય નરક નિગોદ કે;
કાળ અનંતો તિહાં રૂલે, કિમ હોવે હો તિહાં ધરમ વિનોદકે. નિ૦
જાગંતડાં જોખો નહિ, છેતરાયે હો નર સૂતો નેટ કે;
સૂતાં જોખમ છે ઘણાં, તમે કરજો હો સા પુરુષની ભેટ કે. નિં૦
જોરાવર ઘણો જુલમી, યમ રાણો હો કહ્યો સબલ ક્રૂર છે,
કટક અનેરાં ચિહું દિશે, જે જાગે હો તે કહીયે શૂર કે. નિં૦
વીરે દ્રષ્ટાંત વખાણીયો, પંખી ન કરે હો ભારંડ પ્રમાદકે;
તેહ તણી પરે વિચરજો; પરિહરજો હો તુમે મહા ઉન્માદકે. નિં૦
વીર વયણ એમ સાંભળી, પરિહરીયો હો ગોયમ પરમાદ કે;
લીલા સુખ લાધ્યાં ઘણાં, થિર રહીયો હો જગમેં જસવાદ કે. નિં૦

તુમે નેડી નિંદસ આણજો, સહુ કોઈ હો રહેજો સાવધાન કે;
ધરમે ઉદ્યમ આણજો, ઈમ બોલે હો મુનિ કનક નિધાન કે. નિં૦

## ગુણસ્થાનકની સજ્ઝાય

(સુત સિદ્ધારથ ભૂપનો રે—એ દેશી)

પાસ જિનેસર પય નમી રે, લહી સદ્‌ગુરુનો આધાર,
તાસ સાનિધ્યે હું ભણું રે, ગુણસ્થાનક સુવિચાર રે,
ચંચલ આતમા, આણી ભાવ તે રૂડો રે, સ્થિરતામાં રમો. ૧

પહેલું ગુણઠાણું સુણો રે, નામે મૂલ મિથ્યાત;
સૂધો ધરમ ન મન ધરે રે, ન ગમે ધર્મની વાત રે. ચ૦ ૨

બીજું સાસ્વાદન અછે રે, ગુણઠાણું વિખ્યાત;
ખટ આવલિ સમકિત રહે રે, પછી હોયે મિથ્યાત રે. ચં૦ ૩

ત્રીજે મિશ્ર ગુણસ્થાનકે રે, મિશ્ર દૃષ્ટિ રહે સાર;
તત્ત્વરૂચિ અરૂચિ નહિ રે, પરિણતિ, મધ્યમ ધાર રે. ચં૦ ૪

ચોથે સમકિત ગુણ છતાં રે, વિરતિ ન આવે લગાર
તત્ત્વ દૃષ્ટિ મનમાં રસે રે, અવિરતિ ચિત્ત અપાર રે. ચં૦ ૫

દેશવિરતિ ગુણ પાંચમે રે, એ ગુણે શ્રાવક હોય;
સ્થૂલ જીવ વધ નવિ કરે રે, વિરતિ વિવિધ ભંગ જોય રે. ચં૦ ૬

છઠ્ઠે પ્રમત્ત ગુણસ્થાનકે રે, બહુલ પ્રમાદે રે લીન;
વિરતિ સર્વથી આદરે રે, સંયમ અદીન રે. ચં૦ ૭

અપ્રમત્ત ગુણ સાતમે રે, ધર્મે નિશ્ચલ ચિત્ત;
પરિષહ ઉપસર્ગો સહે રે, આતમ તત્ત્વ પવિત્ત રે. ચં૦ ૮

આઠમે :નિવૃત્તિપદ લહે રે, શ્રેણિતણું રે મડાણ;
મોહ સુભટને હઠાવતા રે, વધતા આતમ ઝાણ રે. ચં૦ ૯

બાદર ક્રોધ માયા મદે રે, લોભ તણો પરિહાર;
અનિવૃત્તિ બાદર આદરી રે, સહેજે તરે સંસાર રે. ચં૦ ૧

સૂક્ષ્મ સંપરાય દશમ ગુણેરે, સૂક્ષ્મ લોભ કરે અંત;
નિરમોહી પદ પામવા રે, કરે ઉદ્યમ ભગવંત રે. ચં૦ ૧

ઉપશમ મોહ અગિયારમે રે, જીવ રહે ઈણ ઠામ;
વીતરાગતા અનુભવે રે, લહે નિજ ઘર વિશ્રામ રે. ચં૦ ૧

તિહાં થકી તે લડથડે રે, કરમ વિચિત્ર પ્રકાર;
નરક નિગોદે પણ ભમે રે, કાળ અનંત વિચાર રે. ચં૦ ૧

ક્ષીણમોહ ગુણ બારમે રે, શ્રેણિ ક્ષપક પઈઠ્ઠ;
મોહ દહ્યો ઇહાં મૂલથી રે, જિમ તૃણ અગ્નિ વિસિઠ્ઠરે ચં૦ ૧

ઘનઘાતી ચારે હણી રે, તેરમે ગુણ સયોગ;
ચૌદરાજ દેખે સવિ રે, કેવલજ્ઞાનોપયોગ રે. ચં૦ ૧

અયોગી કેવલી ચૌદમે રે, પંચ હ્રસ્વાક્ષર માન;
જન્મ મરણ દુઃખ ટાલીને રે, થાય સિદ્ધ ભગવાન રે. ચં૦ ૧

એહ ચૌદ ગુણસ્થાનકાં રે, ભવિ ધરે નરનાર;
કર્મસાગર શિષ્ય એમ ભણે રે, તે તરે આ સંસાર રે. ચં૦ ૧

## ઉપશમની સજ્ઝાય

(પ્રભુજી સુખકર સમકિત દીજે–એ દેશી)

ઉપશમ આણો ઉપશમ આણો, ઉપશમ તપમાંહી રાણો રે;
વિણ ઉપશમે જિનધર્મ ન શોભે, જિન જગ નરવર કાણો રે. ઉ૦

તુરમિણી નયરી કુંભ નરેસર, રાજ કરે તિહાં શૂરી રે;
તસ નંદન લલિતાંગ મહામતિ, ગુણમણિમંડિત પૂરો રે. ઉ૦
સુગુરુતણી વર વાણી શ્રવણે, સુણી સંવેગ ન માયો રે;
રાજ ઋદ્ધિ રમણી સહુ છાંડી, ચારિત્ર નીરે ન્હાયો રે. ઉ૦
દેશવિદેશે ગુરુ સંઘાતે, વિહાર કરે મુનિ મોટો રે;
સહે પરિષદ દોષ નિવારે, ઋષિ ઉપશમ રસ લોટો રે. ઉ૦
અન્ય દિવસ તસ ક્ષુધા વેદનીય, કરમે ન સહી જાય રે;
ઇંદ્ર ચંદ્ર વિદ્યાધર મુનિવર, કર્મ કરે તેમ થાય રે. ઉ૦
કૂરઘડો દિન પ્રત્યે લાવે, એષણા દોષ નિવારી રે;
કૂરગડુ તે માટે કહેવાયા, સંયમ શોભા વધારી રે. ઉ૦
દિવસ પજુસણ ગુરુ આદેશે, વોહરી કૂર સુસાધુ રે;
ચાર શ્રમણ ચઉમાસી તપીયા, દેખાડે નિરાબાધ રે. ઉ૦
તે ચારે તસ પાત્રમાં થુંકે, રોષ લવે તું પાપી રે;
આજ પજુસણ કાં ન વિમાસે, દુરગતિશું મતિ થાપી રે. ઉ૦
કૂરગડુ સમતા રસમાં ભરીયો, હૈયે વિમાસે રૂડું રે;
લૂખો આહાર જાણી તે મુનિવર, ઘી નાખ્યું નવિ કુડું રે. ઉ૦
આહાર કરી નિજ આતમ નિંદે, શુકલ ધ્યાન લય લાગી રે;
ઘનઘાતી ચઉ કર્મ નિવારી, કેવલજ્ઞાની મહાભાગી રે. ઉ૦
શાસનદેવી ક્ષપકને પૂછે, કૂરગડુ કિહાં ધ્યાએ રે;
રોષભર્યા કલ્પે તે મુનિવર, ઓ જા ખૂણે પાયે રે. ઉ૦
દેવદુંદુભિ ગયણે વાજી, ક્ષપક ખમાવે જાણી રે;
કેવલ પામી મુક્તિ સિધાવે, વાત સિદ્ધાંતે લખાણી રે. ઉ૦
શ્રી વિજયદાનસૂરીશ્વર રાજ્યે, વિમલહર્ષ ઉવજઝાયા રે;
આણંદવિજય પંડિત વર શિષ્યે, ધનવિજયે ગુણ ગાયા રે. ઉ૦

# સમકિતનું સ્વરૂપ

સમકિતના ઘણા પ્રકાર છે, પણ અલ્પ માત્ર લખું છું. સમકિતનાં મુખ્ય બે પ્રકાર છે: (૧) વ્યવહાર સમકિત, અને (૨) નિશ્ચય સમકિત. તેમાં અઢાર દુષણ રહિત દેવને દેવ માનવા તે વ્યવહાર સમકિત. અઢાર દુષણ નીચે મુજબ છે. જેમાં અંતરાય પાંચ તે–

(૧) દાનાંતરાય, (૨) લાભાંતરાય, (૩) ભોગાંતરાય, (૪) ઉપભોગાંતરાય અને (૫) વીર્યાંતરાય; એ પાંચ અંતરાય તથા (૧) હાસ્ય, રતિ, અરતિ, ભય, દુગંછા, શોક, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવ્રત, રાગ અને દ્વેષ; એ અઢાર દુષણ રહિત ઋષભાદિ ચોવીશ તીર્થંકરને શુદ્ધ દેવ, તરણતારણ, જહાજરૂપ માનવા, અને જે દેવ સંસારથી તર્યા નથી તેવાને દેવબુદ્ધિએ માનવા નહિ. (૨) પ્રભુએ મુનિનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલનાર તે ગુરુ, પંચમહાવ્રતના પાળનાર, છક્કાયના રક્ષક, શુદ્ધતા પ્રરૂપક તેમને ગુરુબુદ્ધિએ માનવા. (૩) કેવળીએ પ્રરૂપ્યો તે ધર્મ. આગમમાં સાત નય તથા એક પ્રત્યક્ષ, બીજું પરોક્ષ એ બે પ્રમાણ અને ચાર નિક્ષેપે કરી સદ્દહે. આ ત્રણ તત્ત્વ ઉપર શ્રદ્ધા રાખવી તે વ્યવહાર સમકિત.

બીજું નિશ્ચય સમકિત તે આવી રીતે: દેવ તે આપણો આત્મા જ. તથા નિશ્ચય ગુરુ તે પણ આપણો આત્મા જ. તત્ત્વ રમણીય અને નિશ્ચય ધર્મ તે આપણા જીવનો સ્વભાવ છે. એવી સદ્દહણા તથા પોતાના આત્માનુ સ્વરૂપ અને

પુદ્ગલનું સ્વરૂપ જાણે. આત્મા ચેતન ગુણ છે અને પુદ્ગલ જડ ગુણ છે, તેથી આત્મામાં સર્વ પદાર્થ જાણવાની શક્તિ છે. પણ કર્મે કરીને અવરાયો છે, એવો નિરધાર થવાથી બાહ્ય પદાર્થો છે, તેના ઉપરથી મોહનો નાશ કરે છે. ફક્ત આત્મગુણમાં આનંદ માને છે. એવી સદ્દહણા તે મોક્ષનું કારણ છે, કેમકે જીવસ્વરૂપ ઓળખ્યા વિના કર્મ ખપે નહિ, એવી શુદ્ધ સદ્દહણા તે નિશ્ચય સમકિત જાણવું.

એમ સમકિત સહિત અલ્પ ક્રિયા અનુષ્ઠાન, ધર્મ-કરણી, સ્વર્ગનાં સુખ અને મોક્ષનાં શાશ્વતાં સુખ આપે છે.

जन्मदुखं जरादुखं, मृत्युदुःखं पुनः पुनः ।
संसारसागरे दुखं, तस्मात् जागृत जागृत ॥ १ ॥

(**અર્થ**: જન્મનું દુઃખ, જરાનું દુઃખ, વારંવાર મૃત્યુનું દુઃખ, સંસાર સમુદ્રમાં દુઃખ છે, તે કારણ માટે હે ચેતન જાગ જાગ.)

આ સંસાર દુઃખથી જ ભરેલો છે. તેમાં અજ્ઞાનતાથી જ પ્રાણી માત્ર સુખ મેળવવાની વાંચ્છા કર્યા કરે છે. પરંતુ વાસ્તવિક સુખ તેમાં છે જ નહીં, પણ ચારે ગતિમાં ભ્રમણ રૂપ જ છે તો ઉપરના વિચારો વાંચી, મનન કરી, શુદ્ધ શ્રદ્ધાપૂર્વક સમકિતને ગ્રહણ કરો કે જેના વડે કરી આ પારાવાર સંસારનાં અનંત દુઃખો મટી ખરું સ્વાભાવિક સુખ જે મોક્ષ અર્થાત્ જન્મ, જરા અને મૃત્યુના ભય વિનાનું અનંત સુખ પ્રાપ્ત કરી શકાય.

બંધુઓ એટલા જ માટે ધર્મની કેળવણી આપણા બાળકોને આપવાની ખાસ જરૂર છે. સંસારની ચારે ગતિના ભ્રમણરૂપ કેળવણી તો આ જીવે અનંત વાર મેળવી અને

મેળવ્યા જ કરશે, પરંતુ શુદ્ધ સમકિતને પમાડનારી એવી તત્ત્વશ્રદ્ધારૂપ કેળવણીની ખાસ જરૂર છે. માટે ગામેગામ દરેક જૈન ભાઈઓએ તન, મન, અને ધનથી યથાશક્તિ મદદ કરી જૈનશાળાઓ, પાઠશાળાઓ અગર વ્યવહારિક સાથે ઊંચા પ્રકારની ધર્મ કેળવણી મલે તેવો પ્રબંધ અવશ્ય કરવો જ જોઈએ. અહીંયાં પ્રસંગોપાત સંસારનું દુઃખ બતાવવા ખાતર નિગોદનું ટૂંકું સ્વરૂપ બતાવવામાં આવે છે.

## નિગોદનું સ્વરૂપ

ચૌદ રાજલોકમાં અસંખ્યાતા ગોળા છે. એકેક ગોળામાં અસંખ્યાત નિગોદ છે. એકેક નિગોદમાં અનંતા જીવ છે. નિગોદના જીવ સંજ્ઞી પંચેંદ્રિય મનુષ્યના એક શ્વાસોશ્વાસમાં સતર ભવ ઝાઝેરા કરે છે. તેવા (ઉચ્છ્વાસ) શ્વાસોશ્વાસ એક મુહૂર્તમાં ૩,૭૭૩ થાય છે. નિગોદિયા જીવ એક મુહૂર્તમાં ૬૫,૫૩૬ ભવ કરે છે. તે નિગોદનો એક ભવ ૨૫૬ આવલિકાનો છે. એ ક્ષુલ્લકભવનું પ્રમાણ છે.

નિગોદમાં અનંતા જીવ એવા છે કે, જે જીવ ત્રસપણું કોઈ પણ વખત પામ્યા નથી. અનંત કાળ પૂર્વે વહી ગયો, વળી અનંતકાળ આગળ જશે તોપણ તે જીવ વારંવાર ત્યાં જ ઊપજે છે અને ત્યાં જ ચવે છે. તે એકેકી નિગોદમાં અનંતા જીવ છે.

નિગોદનાં બે ભેદ છે. એક વ્યવહારરાશી નિગોદ અને બીજી અવ્યવહારરાશી નિગોદ. તેમાં જે જીવ નિગોદમાંથી નીકળી એકેંદ્રિયપણું અથવા ત્રસપણું પામીને પાછા નિગોદમાં

જઈ પડે છે તે નિગોદિયા જીવને વ્યવહારરાશિયા કહી
તથા જે જીવ કોઈ કાળે પણ નિગોદમાંથી નીકળીને બ
એકેન્દ્રિયપણું પામ્યા નથી તે જીવને અવ્યવહારરાશિ
કહીએ. એ અવ્યવહારરાશી નિગોદમાં ભવ્ય અને અભ
એવા બે જાતિના જીવ છે. એ સ્વરૂપ શ્રી ભુવનભાનુ કેવ
ચરિત્રની સાખે લખેલું છે. તથા અહીંયાં મનુષ્યપણામાં
જેટલા જીવ કર્મ ખપાવી એક સમયમાં મોક્ષે જ
તેટલા જીવ તે સમયમાં અવ્યવહારરાશી સૂક્ષ્મ નિગોદમાં
નીકળીને ઊંચા આવે છે. એટલે જો દશ જીવ મોક્ષે ગ
તો દશ જીવ અવ્યવહારરાશીમાંથી નીકળે. ત્યાં કોઈ સમ
તે જીવમાં ભવ્ય જીવ ઓછા નીકળે તો એક બે અભવ
જીવ નીકળે. પણ વ્યવહારરાશી જીવમાં વધઘટ થા
નહીં, તેટલા ને તેટલા જ રહે છે. એવા એ નિગોદના ગોળ
લોકમાં અસંખ્યાતા છે. તે છ દિશિના આવ્યા પુદ્ગલન
આહારાદિક પણ લે છે. એ જે છ દિશિનો આહાર લે
તે શકલ ગોળા કહેવાય છે. અને લોકના અંતપ્રદેશે નિગો
દિયા ગોળા કહ્યા છે. તે ત્રણ દિશાનો આહાર ફરસના
લે છે તે વિકલગોળા કહેવાય છે. એ સૂક્ષ્મ નિગોદમાં અ
થાવરના સૂક્ષ્મ જીવ તે સર્વ લોકમાં કાજળની કુંપલીન
પેરે ભર્યા થકા વ્યાપી રહ્યા છે, અને એક સાધારણ પ્રતિન
સ્થાવર સૂક્ષ્મ જીવ છે. અને પૃથિવ્યાદિક ચાર સૂક્ષ્મ જીવ છે
તે લોકવ્યાપી છે. તે સર્વ પ્રત્યેક છે. પરંતુ સાધારણપણું એ
વનસ્પતિકાયમાં જ છે. પૃથિવ્યાદિક ચાર સ્થાવરમાં નથી. એ
સૂક્ષ્મ નિગોદમાં અનંતું દુઃખ છે, તે દૃષ્ટાંતે કરી દેખાડે છે.

સાતમી નરકમાં ઉત્કૃષ્ટ આઉખું તેત્રીસ સાગરોપમનું છે. તે તેત્રીસ સાગરોપમના જેટલા સમય થાય તેટલી વાર કોઈ જીવ સાતમી નરકમાં પૂર્ણ તેત્રીસ તેત્રીસ સાગરોપમને આઉખે ઊપજે તે વારે તેને અસંખ્યાતા ભવ નરકના થાય. તે અસંખ્યાતા ભવમાં સાતમી નરકને વિષે તે જીવને જેટલું છેદન ભેદનનું દુઃખ થાય તે સર્વ દુઃખ એકઠું કરીએ તેથી પણ અનંતગણું દુઃખ નિગોદિયા જીવ એક સમયમાં ભોગવે છે. વળી બીજું દૃષ્ટાંત કહે છે.

મનુષ્યની સાડાત્રણ ક્રોડ રોમરાજી છે. તેને કોઈ દેવતા સાડાત્રણ ક્રોડ લોખંડની સૂઈ (સોય) અગ્નિમાં તપાવીને સમકાલે રોમે રોમે ચાંપે તે વારે તે જીવને જે વેદના થાય તેથી પણ અનંતગુણી વેદના નિગોદમાં છે. આ ઉપરની હકીકતથી દુખની શ્રેણી સમજાશે કે અનંતા કાલથી જીવ દુઃખો ભોગવી જ રહ્યો છે. તે દુખોનો નાશ મોક્ષપ્રાપ્તિ વિના થવાનો જ નથી.

* * *

## પંચ પરમેષ્ઠીનાં અર્થ તથા તેના ૧૦૮ ગુણ

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ઠી છે. તેનો કંઈક અર્થ નીચે કહીએ છીએઃ

### અરિહંત

અરિ+હંત. અરિ કહેતાં રાગ, દ્વેષાદિ જે શત્રુ તેનો હંત કહેતાં હણનાર, બાર ગુણે કરી સહિત, સમવસરણને વિષે બિરાજમાન વિહરમાન તીર્થંકર જે શ્રી અરિહંત તેમને પ્રથમ નમસ્કાર. તેમના બાર ગુણનાં નામઃ ૧. અશોકવૃક્ષ,

૨. ફૂલની વૃષ્ટિ, ૩. દિવ્યધ્વનિ. ૪. ચામર, ૫. સિ
૬. ભામંડલ, ૭. દુંદુભિ, ૮. છત્ર, એ આઠ પ્રાતિહાર્ય
ભગવાનની સાથે રહે છે. તે આઠ ગુણ તથા ૯.
અતિશય, ૧૦. જ્ઞાનાતિશય, ૧૧. પૂજાતિશય, ૧૨.
તિશય.

## સિદ્ધ

જે સર્વ કર્મનો ક્ષય કરી લોકના અંતે સિદ્ધ
ઉપર પોતાની કાયાનો ત્રીજો ભાગ ઊણો કરતાં બે ભ
અવગહનાયે બિરાજમાન થયા છે, તેવા આઠ ગુણે
સહિત સિદ્ધ ભગવાનને બીજો નમસ્કાર. તે આઠ ગુણનાં
(૧) કેવલજ્ઞાન, (૨) કેવલદર્શન, (૩) અવ્યાબાધ
(૪) ક્ષાયિક સમ્યકત્વ, (૫) અક્ષય સ્થિતિ, (૬) અ
(૭) અગુરુ લઘુ અને (૮) અનંતબળ.

## આચાર્ય

જે સાધુઓમાં રાજા સમાન છત્રીસ ગુણે કરી સ
હોય, તથા સાધુઓને સૂત્રનાં અર્થ ભણાવે તે આ
ભગવાનને ત્રીજો નમસ્કાર. આચાર્યના છત્રીશ ગુણોનું વ
નીચે પ્રમાણે: સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર, એ
ઇંદ્રિયોનાં જે ૨૩ વિષય છે તે વિષયોને રોકવા એ
ગુણ તથા નવ પ્રકારની બ્રહ્મચર્ય વ્રતની ગુપ્તિને ધારણ ક
તે નવ ગુણ તથા ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષા
તજ્યા એ ચાર ગુણ એ અઢાર ગુણ થયા.

**સ્પર્શેન્દ્રિયના વિષય ૮ :** હળવો, ભારે, લુખો, ચોપડચો, મરખચડો, સુંવાળો, ટાઢા અને ઊનો.

**રસેંદ્રિયના વિષય ૫ :** મીઠો, ખાટો, કડવો, કષાયેલો અને તીખો.

**ઘ્રાણેંદ્રિયના વિષય ૨ :** સુરભિગંધ અને દુરભિગંધ.

**ચક્ષુ-ઇંદ્રિયના વિષય ૫ :** સફેદ, કાળો, પીલો, લીલો અને રાતો.

**શ્રોત્રેંદ્રિયના વિષય ૩ :** સચિત્ત, અચિત્ત અને મિશ્ર.

## શિયળવ્રતની નવ વાડો

(૧) સ્ત્રી, પશુ અને નપુંસક થકી રહિત એવા સ્થાનકમાં વસે. (૨) સ્ત્રીની સાથે સરાગપણે કથા, વાર્તા કરે નહીં. (૩) સ્ત્રી બેઠી હોય તે આસને પુરુષ બે ઘડી સુધી બેસે નહીં અને પુરુષ બેઠા હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહીં. (૪) સ્ત્રીનાં અંગોપાંગ સરાગપણે જુએ નહીં. (૫) જ્યાં સ્ત્રી–પુરુષ સૂતાં હોય તથા કામક્રીડા વિષે વાતો કરતાં હોય ત્યાં ભીંત પ્રમુખનાં આંતરે રહે નહીં. (૬) પૂર્વે પોતે સ્ત્રી સાથે ભોગવેલાં સુખ સાંભરે નહીં. (૭) સરસ, સ્નિગ્ધ આહાર કરે નહીં કેમકે તેથી વિકાર જાગે. (૮) નીરસ એવો પણ આહાર અધિક લે નહીં. (૯) શરીરની શોભા, વિભૂષા ન કરે.

## પાંચ મહાવ્રત

(૧) પ્રાણાતિપાત વિરમણ એટલે જીવહિંસા ન કરવી, (૨) મૃષાવાદ વિરમણ એટલે જુઠું ન બોલવું, (૩) અદત્તાદાન

વિરમણ એટલે ચોરી ન કરવી, (૪) મૈથુન વિરમણ એટલે બ્રહ્મચર્ય પાળવું અને (૫) પરિગ્રહવિરમણ એટલે ધનધાન્યાદિનો પરિગ્રહ ન રાખવો એ પાંચ ગુણ.

## પાંચ પ્રકારના આચાર

(૧) જ્ઞાનાચાર એટલે જ્ઞાનનો વિનય, (૨) દર્શનાચાર એટલે જૈન દર્શનનો વિનય, (૩) ચારિત્રાચાર એટલે શુદ્ધ ચારિત્ર પાળવું, (૪) તપાચાર એટલે બારેભેદે તપ કરવું અને (૫) વીર્યાચાર એટલે શક્તિ પ્રમાણે ધર્મમાં પ્રવર્તવું એ પાંચ ગુણ.

## પાંચ સમિતિ

(૧) ઈર્યાસમિતિ એટલે રસ્તામાં જોઈને ચાલવું, (૨) ભાષાસમિતિ એટલે સાવદ્ય વચન ન બોલવું, (૩) એષણાસમિતિ એટલે બેંતાલીશ દોષ રહિત આહારપાણી લેવાં, (૪) આદાન-ભંડમત્તનિખ્ખેવણા સમિતિ એટલે પાત્ર, ઉપકરણ પ્રમુખ પૂંજીને મૂકવા અને વાપરવાં અને (૫) પારિષ્ઠાપનિકા સમિતિ એટલે ઠલ્લો, માતરું પ્રમુખ પૂંજીને પરઠવવું.

## ત્રણ ગુપ્તિ

(૧) મનગુપ્તિ એટલે આર્ત, રૌદ્ર ધ્યાનથી મનને પાછું વાળે, (૨) વચનગુપ્તિ એટલે શાસ્ત્રાનુસાર મુખે મુહપત્તિ રાખી સાવદ્ય વચન ન બોલવું, (૩) કાયગુપ્તિ એટલે કાયાને અજયણાએ ન પ્રવર્તાવવી તે. એ રીતે આચાર્યના છત્રીસ ગુણોનું વર્ણન કર્યું.

## ઉપાધ્યાય

સાધુઓના આચાર્ય એ રાજા સમાન છે અને ઉપાધ્યાય એ પ્રધાન સમાન છે. જે શિષ્યોને સૂત્રના પાઠ ભણાવે અને પચીસ ગુણે કરી સહિત છે, એવા ઉપાધ્યાયને ચોથો નમસ્કાર. તેમના પચીશ ગુણો નીચે પ્રમાણે :

અગિયાર અંગ તથા બાર ઉપાંગ ભણે અને ભણાવે એ તેવીશ ગુણ તથા એક ચરણસિત્તરિ અને બે કરણસિત્તરિ એ મળી પચ્ચીસ ગુણ.

## સાધુ

સર્વ વિરતિરૂપ ચારિત્ર લઈ આચાર્ય તથા ઉપાધ્યાયની આજ્ઞામાં વર્તનારા એવા સત્તાવીસ ગુણે કરી સહિત સાધુને પાંચમો નમસ્કાર. તેમના સત્તાવીશ ગુણ નીચે પ્રમાણે :

પાંચ મહાવ્રત તથા રાત્રિભોજન ત્યાગ એ ૬, તથા છક્કાયના રક્ષક એ ૬, તથા પાંચ ઇંદ્રિય અને છઠ્ઠો લોભ તેનો નિગ્રહ એ ૬; એમ કુલ ૧૮ તથા ૧૯ ક્ષમા, ૨૦ ભાવવિશુદ્ધિ, ૨૧ પડિલેહણ, ૨૨ સયમ, ૨૩ અવિવેકનો ત્યાગ, ૨૪ વિકથાનો ત્યાગ, ૨૫ મન, વચન, કાયાના અશુભ વેપારનો ત્યાગ, ૨૬ બાવીસ પરિસહ સહન કરે, ૨૭ મરણાંત ઉપસર્ગે પણ ધર્મ મૂકે નહીં, એ રીતે પંચ પરમેષ્ઠીના સર્વ મળી ૧૦૮ ગુણ થયા તે રૂપ મહામંત્ર નવકાર છે અને તેની નવકારવાળી ગણાય છે.

---

# સજીવ નિર્જીવ સૃષ્ટિ

## અને

## આગમવિચાર

૧. અપૂર્ણ આત્માઓની પ્રગતિ મુખ્યત્વે જ્ઞાન પર અવલંબી રહી છે. વ્યવહારમાં જેમ વાચન, લેખન ગણિતનો જાણકાર સારું જીવન ગુજારી શકે છે તેમ અ વિષયમાં પણ જીવ, અજીવના સમ્યગ્ સ્વરૂપનો જા પોતાનું જીવન કંઈક કહેવા જેવી દશામાં નિર્વાહ કરી છે. આ વિદ્યામાં નિપુણ થનારા આગળ ઝડપથી વધે તો નવાઈ જ નથી. પશ્ચિમના જર્મની તથા અમેરિકા દેશોની અર્વાચીન આર્થિક સરસાઈ એ તેમની પૌદ્ગ વિદ્યાની નિપુણતા. ભારતની પ્રાચીન ધાર્મિક સરસાઈ આર્થિક ઈશ્વરતા પણ રહેલી હતી, તે જ્ઞાનની સાચી—અધ્ય જ્ઞાનની—નિપુણતા છે.

૨. જ્ઞાનને સાદા અર્થમાં જાણવાની શક્તિ કહે જ્ઞાન એ આત્માનો જ એક ગુણ છે, તથાપિ દુનિયામાં સરખું જાણનારા નથી, તે સંસારી જીવોની અપૂર્ણતા બ છે, કે જેને આપણે 'ક્ષયોપશમ'ની વિચિત્રતાઓ લેખ છીએ. એથી કરી 'કર્મની' પ્રતિતિ અચલ વા દઢત માન્ય ઠરે છે, કેમકે સુખ વિરુદ્ધ દુઃખ, શ્વેત વિરુદ્ધ કૃષ્ણ, જ વિરુદ્ધ મરણ વગેરેની જેમ ગુણ વિરુદ્ધ અવગુણ દોષ છે સહેલાઈથી સમજાય છે. જે અવગુણ અર્થાત્ દોષ છે તે ક

૩. કર્મ વસ્તુ જડ પુદ્‌ગલ દ્રવ્ય છે. ધૂળની જેમ સ્વચ્છ સ્ફટિકને પણ મલીન કરવું એ એનો સ્વભાવ છે. કર્મ વસ્તુ બહોળી છે. તથાપિ મન, વચન અને શરીરનાં જુદાં જુદાં લક્ષણથી તેનું કંઈક દર્શન થાય છે. જ્યાં સુધી જીવને એ ત્રણમાંનું એક પણ લાગેલું હોય છે, ત્યાં સુધી એ સંસારી જ હોય છે. સંસાર એ કર્મદોષથી દુષિત થયેલાઓની વિહારભૂમિ છે, જેને વિદ્વાનો ભુલભુલામણી સરખી કહે છે. જ્યાં સુધી આત્મા કર્મ દોષનો ક્ષય ન કરે, લાગેલા મેલને ધોઈ ન નાખે ત્યાં સુધી એ ભુલભુલામણીની બહાર ન જ આવે. વિહારભૂમિ ઉપર વિના વિશ્રામે વિહરવું બંધન જ રહે. કર્મ મેલને જેઓએ સર્વથી ટાળ્યો છે તે અસંસારી સંપૂર્ણ સિદ્ધ પરમાત્મા કહેવાય છે. આત્માના સ્વાભાવિક જ્ઞાન, દર્શન પ્રમુખ ગુણોનું પૂર્ણ સ્પષ્ટ થવું તે પરમાત્માપણું.

૪. મુખ્ય કર્મ આઠ છે. તેના ઉત્તર ભેદમાં વધારેમાં વધારે ૧૫૮ પ્રકૃતિ છે, જેનો વિશ્વમાં સર્વતો પ્રચાર જોઈએ છીએ. કર્મ વસ્તુ પુદ્‌ગલ છે અને તે ગ્રહણ કરાય છે. શબ્દ, રૂપ, રસ અને ગંધની જેમ જેનું ગ્રહણ થાય તે કર્મ ગ્રહણ કરનાર આત્મપ્રદેશો કે દેહ સંબંધી શુભાશુભ ચેષ્ટા કર્મ બતાવી આપે છે. અને સુખદુઃખ તથા સંશયાદિકના જ્ઞાનથી આત્માનું અસ્તિત્વ સમજાય છે. આ આત્મપ્રદેશો સંખ્યામાં અસંખ્ય છે. તે સદા એક જૂથમાં જ રહેવાવાળા છે, કદાપિ વિખુટા પડતા નથી. શરીરવશ પડવાથી તેમનું દર્શન શરીર દ્વારા થાય છે. તેમનાં શરીર બહુ જુદાં જુદાં પ્રમાણવાળાં

હોય છે તોપણ એક સૂક્ષ્મ શરીરમાં એ બધા અસંખ
આત્મપ્રદેશ અને મોટા બૃહદ્ સ્થૂળ શરીરમાં પણ તેટલ
જ આત્મપ્રદેશો જાતે હલકા હોવાથી તેમનાં સ્થાન અનુસ
સંકોચ વિકોચ થઈ શકે છે, રૂની જેમ. પરંતુ રૂ દેખ
શકાય તેવું છે, રૂપી છે. અને આત્મપ્રદેશ અરૂપી—નજ
નહીં પડનારા છે—અર્થાત અમર જ છે.

૫. નિયમ પ્રમાણે દરેક કાર્ય કારણ પૂર્વક બને છે
જેમ સોનું ન હોય તો આભૂષણ ન બને, લોખંડ ન હો
તો રેલના પાટા વગેરે ન બને, અજીર્ણ ન થયું હોય ત
રોગ ન સંભવે. જીવ કર્મનો જે મેળાપ છે એ કાર્ય સકારા
છે. જીવ મિથ્યા ભાવવાળો થાય તો કર્મ બાંધે. જીવ કષાય
ક્રોધી, માની, કપટી અને લોભી બને તો કર્મ બાંધે. જી
કામી અને ભોગ-તૃષ્ણાવાળો રહે. અવિરતિપણું સેવે ત
કર્મ બાંધે. પ્રમાદી જીવન, નિંદા, વિકથા ખોટું બોલવા
જોવા તથા સાંભળવાના રસિયા પણ કર્મ બાંધે. પુણ્ય એ
કર્મની શુભ પ્રકૃતિ અને પાપ તે કર્મની અશુભ પ્રકૃતિ છે
સારાં પ્રશસ્ત કારણોથી—દાનાદિકથી, ન્યાયથી—પુણ્ય બંધાય
છે. નરસાં કારણોથા—હિંસા, જૂઠ, ચોરી, અશીયળ, અન્યાય
વગેરેથી—પાપ બંધાય છે. સંસારમાં અનુકૂળ સંજોગો મળે
તો પુણ્યનું ફળ, પ્રતિકૂળ સંજોગો મળે તો પાપનું ફળ
સમજવું. દેવતાઈ સુખ પુણ્યનું ફળ બતાવે છે. જ્યારે નારકી
નું દુઃખ તે પાપનું ફળ છે. તીર્થંકર ભગવાનનું ઐશ્વર્ય
એ પુણ્યનો આદર્શ છે. એક જ ડબામાં પુરાયેલા અગણીત
પશુગણની જેમ એક જ શરીરમાં અનન્તા જીવો સાથે રહેવું
તથા તિર્યંચ જાતિનું નિગોદપણું એ પાપનો આદર્શ છે.

૬. પુણ્ય તથા પાપ બંધ તત્ત્વમાં સમાવી શકાય છે, કેમકે જે બંધ પડે છે તે પુણ્યનો અથવા પાપનો બંધ એટલે ગાંઠ. એકનું બીજા સાથે સંલગ્ન થવું તે બંધ કહેવાય છે. લગ્નગ્રંથીથી ઓળખાતો વરકન્યાનો લગ્નસંબંધ તે એક પ્રકારનો બંધ છે. લગ્નવિધાન ચાર મંગળફેરાથી વિહિત છે. તેની જેમ કર્મ સાથે જીવનું લગ્ન યાને બંધવિધિ ચાર પ્રકારે વિહિત છે. પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ એટલે રસ અને પ્રદેશ; એ ચાર પ્રકારનાં બંધ છે. કર્મ બાંધનાર જીવ આ ચારે જાતનાં બંધ બાંધે છે. કર્મ બાંધતા તેનો સ્વભાવ, તેનું કાળપ્રમાણ, તેની ચિકાશ અને પુદ્‌ગલ પરમાણુની સંખ્યા એ બધળું એકી સાથે જીવ ગ્રહણ કરે છે. જે સ્વભાવ તે પ્રકૃતિ, જે સ્થિતિ તે કાળપ્રમાણ, જે અનુભાગ તે ચિકાશ અને જે પ્રદેશ તે પુદ્‌ગલ પરમાણુની સંખ્યા. કર્મબંધનાં કારણ ઉપર કહી જ ગયા: મિથ્યાત્વ, કષાય, અવ્રત અને યોગ.

૭. મિથ્યાત્વ એ અજ્ઞાન છે. દરેક જન્મધારીને એ જાણવાની શક્તિ સ્વાભાવિક હોય છે, કારણ કે પ્રાણી માત્રને—નિગોદિયાને પણ—અક્ષરનો અનંતમો ભાગ સદા ઉઘાડો—ખુલ્લો હોય છે. આ જાણવાની શક્તિ સઘળા જીવોની એક; સરખી નથી હોતી. મોટા ભાગને અવાસિત શક્તિ હોય છે, જ્યારે બાકીના બહુ અલ્પ ભાગને વાસિત—જાણવાની—શક્તિ હોય છે. જે અવાસિત શક્તિ તે અજ્ઞાન અને વાસિત શક્તિ તે જ્ઞાન. દારૂનો ઘડો દારૂની વાસનાથી અપવિત્ર—અસ્પર્શ્ય થાય છે. માંસનું ભોજન પણ એવી રીતે અપવિત્ર. ઘીનો ઘડો

ઘીની વાસનાથી પવિત્ર ગણાય છે. ઘડો ઘડાનું કાર્ય કરે છે તથાપિ વાસના-ભેદથી તેમાં ફરક પડયો. એક અપવિત્ર અને બીજો પવિત્ર, એક અગ્રાહ્ય અને બીજો ગ્રાહ્ય. તેની જેમ સુવાસના વાસિત જાણવાની શક્તિ તે જ્ઞાન, કુવાસનાવાળુ અજ્ઞાન. જાણવાની શક્તિને વાસિત કરવાવાળી શ્રદ્ધા છે સાચી શ્રદ્ધા તે સુવાસના જ એક ગુણ છે. કર્મલેપથી તેને આ ગુણ પણ તરેહ તરેહના દોષોથી દુષ્ટ બને છે. ખોટી શ્રદ્ધા છેલ્લી જ પંક્તિની કુવાસના અને સાચી શ્રદ્ધા એ જ ઊંચી પંક્તિની સુવાસના જાણવી.

* * *

## કુવાસના એ જ મિથ્યાત્વ છે તેનું કિંચિત્ સ્વરૂપ નીચે પ્રમાણે

### આશ્રવ અને મિથ્યાત્વનું સ્વરૂપ

જેટલો અવગુણ અગ્નિ ન કરે, જેટલો અવગુણ વિષ ન કરે, જેટલો અવગુણ કાળો સર્પ ન કરે તેટલો અવગુણ મહાદોષરૂપ અજ્ઞાન કરે છે. માટે અજ્ઞાનરૂપ આકરો દોષ તે મિથ્યાત્વ જાણવું.

કોઈ જીવ અનેક પ્રકારે કષ્ટક્રિયા કરે તથા પંચાગ્નિ સાધના તપશ્ચર્યાદિક કરે, પાંચ ઇન્દ્રિયોને વશ કરવા સારુ આત્માને દમે, ધર્મને અર્થે ધન પ્રમુખનો ત્યાગ કરે, એટલાં સર્વ કાર્ય કરે, પરંતુ જો એક મિથ્યાત્વને છોડતો નથી તો તેની ક્રિયા વિષના સરખી કદાગ્રહ હઠરૂપ જાણવી, અને તે જીવ

સંસાર સમુદ્રમાં બૂડે કારણ કે એક મિથ્યાત્વ છતાં સર્વક્રિયા સંસારહેતુ જાણવી. મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે તે આગળ દેખાડે છેઃ

દુહો

डाम अणि जलबिंदुओ, जेवो संध्या रंग ।
इणिपरे चंचल आउखु, (जीव) जाग सके तो जाग ॥

આ સંસાર વિષે સંસારી જીવ આશ્રવને વશ પડ્યા થકા ધર્મ પામી શકતા નથી. તે આશ્રવ જે થકી આવે છે તેના મૂળહેતુ ચાર છે અને ઉત્તરહેતુ સત્તાવન છે. તે મૂળહેતુનું વિવરણ કરીએ છીએ.

પ્રથમ મિથ્યાત્વ, બીજું અવ્રત, ત્રીજું કષાય, ચોથુ જોગ. હવે મિથ્યાત્વ થકી મુકાવું તે ઘણું કઠણ છે. જ્યાંસુધી મિથ્યાત્વ માંહેથી ગયુ નથી ત્યાં સુધી કોઈ જીવ સમકિત પામી શકે નહિ, અને સમકિત વિના કોઈ જીવનું આત્મહિત કાર્ય થાય નહિ. તે માટે પ્રથમ મિથ્યાત્વને તજવું. તે મિથ્યાત્વના જઘન્યથી પાંચ ભેદ છે. ઉત્કૃષ્ટા દશ ભેદ છે. પાંચ ભેદમાં પ્રથમ—

૧. અતિગ્રહી મિથ્યાત્વ. તે કેવું છે, તો કહે છે કે ગધેડાના પૂંછડાની માફક લીધી હઠ છોડે નહિ તેવું.

૨. અણઅભિગ્રહી મિથ્યાત્વ. તે કેવું છે તો કહે છે કે સર્વેને દેવ, ગુરુ જાણે, પણ કોઈની પરીક્ષા જાણતો નથી. ભલાભૂંડાની ખબર નથી.

૩. અભિનિવેશક મિથ્યાત્વ. તે કેવું છે તો કહે છે : ખોટું જાણે પણ છોડે નહિ. વીતરાગનો મારગ સાચો જાણે પણ આદરે નહિ. જેમ પાર્શ્વનાથજીના ચારિત્ર થકી ભ્રષ્ટ થઈને ગોસાળા પાસે રહ્યા તેની પેઠે.

૪. સંશય મિથ્યાત્વ. વીતરાગના વચનમાં વારંવાર સંશય પડે કે વીતરાગનું વચન સાચું છે કે જુઠું છે અથવા એ વાત હશે કે નહિ હોય એમ ડોલાતું મન રહે.

૫. અણાભોગ મિથ્યાત્વ. અજાણપણું. તે કશી ધર્મની ખબર છે નહિ. તે સર્વથી અજાણ, નબળો છે. જાણ અજાણનાં ભાંગા આઠ છે. એ આઠ ભાંગાનો વિસ્તાર ઘણો છે તે લંબાણ થાય માટે લખ્યો નથી. તથા દશ ભેદ મિથ્યાત્વના કહ્યા છે તે શ્રી ઠાણાંગજીમાં છે તે રીતે જાણવા. એવી રીતે મિથ્યાત્વને ભજતો જીવ અનંતો કાળ પરિભ્રમણ કરે માટે મિથ્યાત્વનો ત્યાગ કરી, દેવ, ગુરુ, ધર્મને ઓળખી સમકિત સહિત ધર્મકરણી લેખામાં આવે અને સમકિત વિના સર્વ ધર્મકરણી છાર પર લીંપણ જેવી કાંઈ કામ આવે નહીં. કહ્યું છે કે "પ્રથમ જાણ પછી કરે કીરિયા, એ પરમાર્થ ગુણકા દરિયા" માટે દેવ, ગુરુ, ધર્મને પીછાની સમકિત સહિત ધર્મકૃત્ય કરવાં.

---

# પંચસૂત્ર

નમસ્કાર હો વીતરાગ પરમાત્માને. તે વીતરાગ પરમાત્મા કેવા છે? તો, બધી વસ્તુઓના જ્ઞાતા, ઇંદ્રોથી પૂજિત, વસ્તુ—પદાર્થ—ના યથાસ્થિત કહેનારા, રાગ, દ્વેષ રહિત, ત્રણ લોકના ગુરુ, કર્મબીજને નાશ કરેલા અને ઐશ્વર્યશાલી છે.

તે પરમાત્મા આ પ્રમાણે કહે છે—

અહીં સંસારમાં જીવ અનાદિથી છે, ભવ અનાદિ છે. કર્મસંબંધ પણ અનાદિ છે. તે સંસાર દુઃખરૂપ, દુઃખફલ અને દુઃખની પરંપરાવાળો છે.

આ બધાનો નાશ સુધર્મથી થાય છે. સુધર્મ પ્રાપ્તિ પાપકર્મના વિગમનથી થાય છે, અને પાપકર્મોનું વિગમન ભવ્યત્વાદિ ભાવથી થાય છે. વળી તેનાં વિપાક સાધનો ચારના શરણે જવું, દુષ્કૃતની ગર્હા કરવી અને સુકૃતોની સેવના કરવારૂપ છે.

આત્મોન્નતિ ઇચ્છનારે મન, વચન, કાયાની એકાગ્રતા પૂર્વક ઉપલી બાબતોનો અમલ કરવો. આત્મા જ્યારે સંક્લેશ —આર્તધ્યાન—માં હોય ત્યારે વારંવાર સ્મરવી. અસંક્લેશમાં ત્રણ સંધ્યાએ સ્મરવી. તે આ પ્રમાણે–

પરમત્રિલોકનાથ, અનુત્તર પુણ્યશાલી, ક્ષીણ રાગ, દ્વેષ, મોહવાળા, અચિંત્ય ચિંતામણિ સમા, ભવસમુદ્રમાં વહાણ સમા, એકાંતે શરણ કરવા લાયક એવા અરિહંત ભગવંતો મને **યાવત્ જીવ શરણ હો.**

વળી નાશ થયા છે જરા અને મરણ જેના, કર્મકલંકથી રહિત, દુઃખ નાશ થયા છે જેના, કેવલજ્ઞાન, દર્શનવાળા, સિદ્ધિપુરીમાં રહેનારા, નિરુપમ સુખને પામેલા, સર્વથા કૃતકૃત્ય **સિદ્ધ ભગવંતો શરણ હો.**

વળી પ્રશાંત અને ગંભીર આશયવાળા, સાવદ્ય વ્યાપાર રહિત, પાંચ પ્રકારના આચારને જાણનારા, પર-ઉપકારમાં રત, પદ્માદિ દૃષ્ટાંતવાળા, ભણવા–ભણાવવામાં તત્પર, વિશુદ્ધ થતા ભાવવાળા, **સાધુ ભગવંતો શરણ હો.**

વળી આ ચારના શરણે આવેલો હું દુષ્કૃતની ગર્હા કરું છું. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, બીજાં ધર્મસ્થાનો, વળી માનનીય, પૂજનીય તથા માતા, પિતા, બંધુ, મિત્ર, ઉપકારી, વળી સામાન્યથી સર્વ જીવો માર્ગસ્થિત કે માર્ગમાં સ્થિત નહિં, માર્ગસાધન, માર્ગના સાધન નહિં; આ બધાઓ પ્રત્યે જે કાંઈ વિતથ કર્યું હોય, ન આચરવા યોગ્ય આચર્યું હોય, ન ઇચ્છવા યોગ્ય ઇચ્છ્યું હોય તે પાપાનુબંધી પાપ સૂક્ષ્મ હોય કે બાદર જે મન દ્વારા, વચન દ્વારા કે કાયા દ્વારા કર્યું હોય, કરાવ્યું હોય કે અનુમોદ્યું હોય તે રાગથી, દ્વેષથી, મોહથી આ જન્મમાં કે ગતજન્મોમાં, આ બધું પાપ ગર્હા કરવા યોગ્ય છે, ત્યાગ કરવા યોગ્ય છે. આવું મેં કલ્યાણમિત્ર, ગુરુ ભગવંતના વચનથી જાણ્યું છે. આ બરોબર છે એમ મને રુચ્યું છે. શ્રદ્ધાપૂર્વક આ ત્યાગ કરવા યોગ્ય દુષ્કૃતને હું અરિહંત અને સિદ્ધની સાખે ગર્હા કરું છું. અહિં દુષ્કૃતમાં મારો **'मिच्छामि दुक्कडं, मिच्छामि दुक्कडं, मिच्छामि दुक्कडं** હોજો.

અમારી ગર્હા સમ્યક્ હો. મારો આ અકરણનો નિયમ બહુમત છે,

કલ્યાણમિત્ર, ગુરુ અરિહંત ભગવાનના અનુશાસનને હું ઇચ્છું છું. મને એમનો સંયોગ હો, આ મારી સુપ્રાર્થના છે. એઓ ઉપર મને બહુમાન થાઓ. એમનાથી મને મોક્ષ-બીજની પ્રાપ્તિ થાઓ. એ દરેકને માટે હું સેવા કરાવવા લાયક થાઉં. એમની આજ્ઞા પાળવા લાયક બનું અને નિર-તિચારપણે આજ્ઞાને પાર કરનારો થાઉં.

કંઈક વૈરાગ્ય-વાસિત બનેલો હું યથાશક્તિ સુકૃતને સેવું. હું અરિહંતના અનુષ્ઠાનને, સિદ્ધના સિદ્ધભાવને, આચા-ર્યોના આચારને, ઉપાધ્યાયના સૂત્રપદોને, સાધુઓની સાધુક્રિયાને શ્રાવક, દેવ, બીજા જીવોના મોક્ષસાધનના યોગોને, મોક્ષેચ્છકો-ના શુભ આશયને, માર્ગસાધન યોગને અનુમોદું છું.

પરમ ગુણ યુક્ત અરિહંતના સામર્થ્યથી આ મારી અનુમોદના સમ્યક્ વિધિપૂર્વકની, સમ્યક્ શુદ્ધાશયવાળી, સમ્યક્ પ્રતિપત્તિરૂપ, સમ્યક્ નિરતિચારવાળી થાઓ.

તે વીતરાગ ભગવંત સર્વજ્ઞ, પરમ કલ્યાણકારી, જીવોના પરમ કલ્યાણના હેતુ, અચિંત્ય શક્તિવાળા છે. એમના પ્રતાપે મૂઢ, પાપી, અનાદિથી મોહથી વાસિત, હિતાહિતમાં અજ્ઞાન એવો હું અભિજ્ઞ થાઉં, અહિતથી નિવૃત્તિ પામું, હિતમાં પ્રવૃત્તિ કરું, આરાધક થાઉં, સર્વ પ્રાણીઓ સાથે ઉચિત પ્રતિપત્તિવાળો થાઉં. હું સુકૃતને ઇચ્છું છું, સુકૃતને ઇચ્છું છું, સુકૃતને ઇચ્છું છું.

આ પ્રમાણે આનો પાઠ કરતાં, સાંભળતાં, વિચારત અશુભ કર્માનુબંધો શિથિલ થાય છે, નિરનુબંધવાળા થાય છે તેનો ત્યાગ થાય છે, ક્ષય થાય છે. શુભ પરિણામ દ્વારા અશુભ કર્મબંધો શક્તિ વિનાના થાય છે. ઘાટા બાંધ્યા હોય તે અલ્પ ફલ દેનારા થાય છે. સારી રીતે નાશ કરવા યોગ્ય થાય છે. તથા શુભ કર્માનુબંધો એકઠા થાય છે, પરિપોષણ પામે છે, નિર્માણ થાય છે, પરંપરએ ફલ આપનારા બને છે નિયમા ફલ આપે છે.

---

## અથ સાધુધર્મપરિભાવના-સૂત્ર

ધર્મગુણની પ્રતિપત્તિ-શ્રદ્ધા થયે છતે આનું સ્વરૂપ વિચારવું કે જે કુદરતી સુંદર છે, અનુગામી છે, પરોપકાર વાળું છે, પરમાર્થના હેતુવાળું છે અને દુખે આચરાય તેવું વળી ભોગવામાં આવે તો ભયંકર મહામોહનીય કર્મને પેદા કરનાર અને ફરી મેળવવું દુર્લભ બને તેવું છે.

એ પ્રમાણે અત્યંત સારા ભાવવાળા, ઉચિત મર્યાદા પૂર્વક યથાશક્તિએ વ્રતો અંગીકાર કરવા તે આ : સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ, સ્થૂલ મૃષાવાદ વિરમણ, સ્થૂલ અદત્તાદાન વિરમણ, સ્થૂલ મૈથુન વિરમણ, સ્થૂલ પરિગ્રહ વિરમણ સ્વીકારી આ વ્રતોને પાલન કરવા પ્રયત્ન કરવો.

સદા આજ્ઞા-ગ્રાહક થવું, આજ્ઞા-ભાવક થવું, આજ્ઞા-પરતંત્ર થવું. આજ્ઞા જ મોહ-વિષ માટે પરમ મંત્ર છે. રોષાદિ અગ્નિ માટે જલ છે. કર્મવ્યાધિ માટે વૈદક શાસ્ત્ર છે. મોક્ષફલ માટે કલ્પવૃક્ષ છે.

અધર્મ-મિત્ર-યોગનો ત્યાગ કરવો. નવીન પામેલા ગુણોનો વિચાર કરવો અને અનાદિથી લાગેલા અવગુણોનો પણ વિચાર કરવો.

. અધર્મ-મિત્ર-યોગ મળવો ખૂબ રહેલ છે. ઉભય ભવ માટે ગર્હ્ય છે. અશુભ યોગની પરંપરા વધારનારો છે. લોક-વિરુદ્ધનો સમ્યક્ ત્યાગ કરવો, કરુણાશીલ બનવું, ધર્મ-હાંસી ન થાય તે ધ્યાન રાખવું, ધર્મહાંસી જ સંકલેશ છે. સંકલેશ બોધિબીજને નષ્ટ કરે છે. અહીં વિચારવું આ પરમ અનર્થ છે. સંસાર વનમાં આંધળાપણું છે. અનિષ્ટ દુઃખોને ઉત્પન્ન કરનાર છે. સ્વરૂપથી અતિદારુણ છે. અશુભ કર્મોનું કારણ છે.

યોગ્ય રીતે ધર્મ–મિત્રની સેવા કરવી તે આંધળા માટે લાકડી સમો, રોગી માટે વૈદ્ય સમો, દરિદ્ર માટે દાતા ધની સમો અને બીકણ માટે મહા સેનાપતિ સમો હોય છે. આ ધર્મ વિના બીજું કાંઈ સુંદર નથી માટે બહુમાન યુક્ત થવું, આજ્ઞા અભિલાષક, આજ્ઞા-ગ્રાહક, આજ્ઞા-અવિરાધક અને આજ્ઞા નિષ્પાદક બનવું.

ગૃહસ્થે સ્વયોગ્ય કાર્યોમાં પામેલાં ગુણોને યોગ્ય વર્તવું. પરિશુદ્ધ અનુષ્ઠાન, પરિશુદ્ધ મનક્રિયા, પરિશુદ્ધ વચનક્રિયા અને પરિશુદ્ધ કાયક્રિયાવાળા થવું.

નિંદવા યોગ્ય, બહુકલેશદાયી, પરભવ બગાડનાર અનેક જીવોના વધવાળા સમારંભનો ત્યાગ કરવો, પરપીડા કરવાનો કદી વિચાર ન કરવો, દીનતા કદી ન લાવવી, હર્ષ કદી ન પામવો, ખોટો ડોળ કદી ન કરવો, ઉચિત મન રાખવું.

જૂઠું કદી ન બોલવું. ન કડવું, ન ઈર્ષાવાળું, ન કલહકારી, હિતકારી અને ઓછું બોલવું.

જીવોનો નાશ ન કરવો. અદત્ત ગ્રહણ ન કરવું. પરસ્ત્રીને જોવી નહીં. અનર્થદંડ ન લગાડવો. શુભ કાય પ્રવૃત્તિવાળા થવું.

મૂડીને આવકના પ્રમાણે દાન, ભોગ, વ્યાપાર અને જમામાં વાપરવી. પરિવારને સંતાપ ન આપવો. નિર્મળ ભાવે, દયાળુપણે યથાશક્તિ ગુણવાળા બનાવે. આમ કુટુંબપાલનમાં ધર્મ છે. દરેક જીવો જુદા જુદા છે. મમત્વ એ બંધનું કારણ છે.

આ પ્રમાણે આચરતાં શ્રામણ્યપણાનો વિચાર કરવો. હું અમુક છું, અમુક કુલનો છું, અમુકનો શિષ્ય છું, અમુક ધર્મસ્થાનમાં રહ્યો છું. મારે તેની વિરાધના ન કરવી. મારે આરંભ ન કરવો. સાધુ ભાવની વૃદ્ધિ એ જ સાર છે, લાભ છે, હિતકારી છે, બીજું અસાર છે. અવિધિગ્રહણ વિશેષ અસાર છે. આ પ્રમાણે ત્રણ લોકના બંધુ, પરમદયાળુ, સમ્યક્બોધ પામેલા અરિહંત ભગવાન કહે છે.

---

## ગાથાઓ

**मूलं हि संसारतरोः कषायाः, तत्तान् विहायैव सुखी भवात्मन् ।**

કષાયો સંસારવૃક્ષનાં મૂળિયાં છે માટે તે કષાયોનો ત્યાગ કરી હે આત્મા સુખી થા.

**यः प्राणान्तेऽप्यन्यदोषः न पश्यत्येषः श्रेयो द्राग् लभतैव योगी ।**

જે પ્રાણાન્તે પણ અન્યના દોષ જોતો નથી તે યોગી પુરુષ કલ્યાણ જલદી પામે છે.

**आज्ञाराद्धा विराद्धाश्च, शिवाय च भवाय च।**

તીર્થંકરદેવની આજ્ઞા પાળવાથી મોક્ષ અને વિરાધવાથી સંસારનું કારણ થાય.

**आश्रवः सर्वथा हेयः, उपादेयस्तु संवरः।**

આશ્રવ સર્વથા ત્યાજ્ય છે, સંવર ઉપાદેય છે.

**अधीति-मात्रेण फलन्ति नागमाः, कुर्यान्न कुत्रापि ममत्व भावम्।**

આગમો ભણવા માત્રથી ફળતા નથી, ક્યાંય પણ પ્રમાદ ન કરવો જોઈએ.

**न चिंतिज्जा परपीडं, न भाविज्जा दीणयं, न गच्छिज्जा हरिसं।**

પારકી પીડાનો વિચાર ન કરવો, (દુઃખમાં) દીનતા કદી ન લાવવી (સુખમાં) આનંદ ન માનવો.

**न सेविज्जा वितहाभिनिवेसं, उचिय मणपवत्तगे सिआ।**

અયોગ્ય કોઈ આચરણ ન કરવા, ઉચિત વિચારોમાં રહેવું.

**न भासिज्जा अलिअं, न फरुसं, न पेसुन्नं, नाणिबद्धं।**

અસત્ય ન બોલવું, કડવું ન બોલવું, ઈર્ષાળુ ન બોલવું, ડંખીલું ન બોલવું.

**हिअ मिअ भासगे सिआ।**

હિતકારી અને થોડું બોલનારા થવું.

**न हिंसिज्जा भूआणि, न गिण्हिज्जा अदत्तं, न निरक्खिज्ज परदारं, न कुज्जा अणत्थदंडं, सुह कायजोगे सिआ।**

પ્રાણીની હિંસા ન કરવી, અદત્ત ન લેવું, પારકી સ્ત્રી ન જોવી, અનર્થ દંડ ન કરવો, શુભ કાય પ્રવૃત્તિમાં રહેવું.

**किं मे कडं किं च मे सक्कणिज्जं, किं सक्कणिज्ज न समायरामि॥**

મારે કરવા જેવું શું છે? કરવા જેવું કયું શક્ય છે? શક્યનું હું કેમ આચરણા કરતો નથી?

रागादयो माव सत्तु कम्मोदया वाहिणो ।

રાગાદિ ભાવશત્રુ છે. કર્મોદયે। વ્યાધિ છે.

असारा विसया, निअमगामिणो विरसावसाणा ।

વિષયો અસાર છે. નિત્ય નાશવંત છે, અન્તે દુઃખદાયી છે.

इत्थ ( संसारे ) खलु सुही वी असुही संतं असंतं सुवि णुव्वसव्वमालवालंति ता अलमित्य पडिवंधेण ॥

અહીં (સંસારમાં) સુખી પણ દુઃખી થાય છે, સારું નઠારું થા છે. સ્વપ્નની જેમ આ બધું ખોટું આળપંપાળ છે. માટે સંસાર પ્રતિબંધથી સર્યું.

उवसम सारं खु सामण्णं ।

સાધુતાનો સાર ઉપશમ ભાવ છે.

सोहि खलु उज्जुभूअस्स ।

સરલ માનવીની શુદ્ધિ શક્ય છે.

न पेमरागा परमत्थि वंधो ।

પ્રેમરાગ જેવું એક બંધન નથી.

अप्पा खलु सययं रक्खियव्वो ।

આત્મા જ રક્ષણ કરવા યોગ્ય છે.

अप्पा अरि होइ अणवट्ठिअस्स ।

અવ્યસ્થિત આત્મા જ સ્વનો દુશ્મન છે.

धम्मो य ताणं सरणं गइ अ ।

ધર્મ જ રક્ષણહાર અને શરણભૂત છે.

म खिंसाविज्जा धम्मं ।

ધર્મની હેલણા ન થાય તે ધ્યાન રાખવું.

परिहरिज्जा सम्मं लोग विरुद्धे ।

સમ્યક્ લોક વિરૂદ્ધાચરણનો ત્યાગ.

**संगोगा वियोग-कारणं ।**
સંયોગ જ વિયોગનું કારણ છે.

**न खलु अकुसलारंभो हिअं ।**
અકુશલારંભ હિતકારી કદી થાય જ નહિ.

---



## વાંચો અને વિચારો

**सुट्ठु वि उज्जममाणं, पंचेव करिंति रित्तयं समणं ।**
**अप्पथुई परनिंदा जिब्भोवत्था कसाया य ॥**

ભાવાર્થ—સારી રીતે સંયમ માર્ગમાં પ્રવર્તતા એવા શ્રમણને પણ જાણે અજાણે નીચેની પાંચ ચીજો આરાધનાના માર્ગથી ભ્રષ્ટ કરી ચારિત્રને નિસ્સાર બનાવે છે:

૧. આત્મસ્તુતિ, ૨. પરનિંદા, ૩. જીભની લાલસા, ૪. ઉપસ્થ-ભોગલાલસા, અને ૫. કષાયાધીનતા.

ખરેખર! બાહ્ય દૃષ્ટિએ સંસારના તમામ સંબંધથી મુક્ત બનેલા મુનિવરો (આપણે) જો વિષય-કષાયરૂપ સંસારથી શાસ્ત્રની મર્યાદા મુજબ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રીને મુક્ત ન થયા હોઈએ અગર મુક્ત થવાની કાળજી ન રાખીએ તો આપણે કેવા ગણાઈએ.

પૂર્વે મહાપુરુષોના દ્વારા કરાયેલી તપશ્ચર્યા, ત્યાગ અને પુણ્યપ્રતાપે ત્યાગી ગણાતી સંસ્થામાં આવેલા મુનિપણાની કાળજી વગરનાઓ પણ એ છાપના પ્રતાપે ઈંદ્રિયોને અનુકૂળ સામગ્રીઓ મેળવી શકે છે કે જે સામગ્રીનો ઉપભોગ આત્માને ભારેમાં ભારે નુકશાનકારક નીવડે છે આપણે સાધુ થયા પછી

શુદ્ધ ગોચરીનું યથાયોગ્ય લક્ષ જરૂર રાખવું જોઈએ ઉપાધ્યાયજી મ.એ ૩૫૦ ગાથાના સ્તવનની પહેલી ઢાળમાં–

'લહે પાપ અનુબંધી, પામે બલહરણી જન ભિક્ષા,
પૂર્વભવ વ્રતખંડન ફલ એ, પંચવસ્તુની છે શિક્ષા.

આ પ્રમાણે જણાવ્યું છે. જે સાધુ નિષ્પ્રયોજન સ્વાદની ખાતર દોષની ઉપેક્ષા સેવે છે તેઓ પોતે સ્વ મુનિપણાને નિસ્સાર બનાવે છે અને સાધવા યોગ્ય સાધી શકતા નથી. માટે નીચે જણાવેલા ઉપાયો દ્વારા રસનાને કાબૂમાં રાખી શાસ્ત્રોક્ત મુનિપણાનો આનંદ અનુભવવો જોઈએ :

૧. મોક્ષના સાધનભૂત શરીરને આહાર આપતાં રસનાનું પોષણ ન થઈ જાય તેનું સતત લક્ષ રાખવું જોઈએ.

૨. ખાસ કારણે પુષ્ટિ માટે લેવાતા પદાર્થો પણ સ્વાદ પેદા કરે તેવાં ન લેવાં.

૩. આહારની ચીજોમાં માદક ચીજો અને ફરસાણો બંધ કરવા.

૪. સંયમપુષ્ટિનું લક્ષ્ય રાખી આહારની વસ્તુમાં રસાસક્તિને બદલી નાખી પોષણનું તત્ત્વ મળે અને લાલસા વૃત્તિ ન થઈ જાય તે રીતે આખી યોજના નક્કી કરી રાખવી.

૫. જે રીતે રાગદ્વેષ ન થાય એ રીતે આહાર કરવો જોઈએ.

૬. લાલસાને ઘટાડવા માટે જો જરૂરિયાતવાળી ચીજોથી નભતું હોય તો સગવડ અને શોખની ચીજ ન લેવી.

૭. તપ ન થવામાં કે રસના પર કાબૂ ન રાખવામાં નુકશાન:

(૧) વીર્ય ફોરવણીનો અભાવ હોવાથી વીર્યાન્તરા કર્મ બંધાય છે.

(૨) સુખશીલિયાપણું હોવાથી અશાતાવેદનીય કર બંધાય છે.

(૩) આળસ–પ્રમાદ–કરવાથી ચારિત્ર મોહનીય કર બધાય છે.

(૪) દેહની મૂર્છા કરવાથી પરિગ્રહનું પાપ બંધાય છે

(૫) સામગ્રી–શક્તિ–છતાં તપ ન કરવાથી માય બંધાય છે.

૮. તપ ધર્મની સફળતા માટે તપની માત્રા કરતા અધિક સ્વાધ્યાય, તેનાથી અધિક જાપ અને તેનાથી પણ અધિક ધ્યાનાદિ પ્રકારોનું સેવન કરવું.

૯. આહારશુદ્ધિ અને તપના મુખ્ય ફળો ઇંદ્રિયનિગ્રહ અને કર્મનિર્જરા છે.

સારાંશ કે આવી આચરણાથી પૌદ્ગલિક ચિંતાઓ ઘટે છે, વાસનાઓ મરવા માંડે છે, અનાદિનો આહારસંજ્ઞા ઉપર કાબૂ મેળવાય છે, કષાયો પાતળાં પડે છે, અનાદિ કુસંસ્કારોના પાયા હચમચી ઊઠે છે, અનેક ભવમાં અજ્ઞાનતા આદિના કારણે બધાઈ ગયેલા કર્મો આત્માથી ખરવા માંડે છે, નવાં અશુભ કર્મો આવતાં અટકે છે. જે બંધાય તે પ્રાયઃ શુભ હોય છે. જેના પ્રતાપે દરેક ભવમાં ઊંચામાં ઊંચી આરાધનાની સામગ્રી મળ્યા કરે છે અને જેના પ્રતાપે અલ્પ કાળમાં મોક્ષ પ્રાપ્ત થાય છે.

---

## શ્રી અમૃતવિજયજી કૃત

# શ્રી શત્રુંજય તીર્થમાલા

### ઢાળ પહેલી

( ગરબાની, તુમે શાને રેકો છો રાનમાં—એ દેશી )

વિમલાચલ વાલા વારુ રે, ભલે ભવિઅણ ભેટો ભાવમાં;
તુમ્હે સેવો એ તીરથ તારુ રે, જીમ ન પડો ભવના દાવમાં. ભલે. ૧
જગ સઘળા તીરથનો નાયક, તુમે સેવો સિવસુખ દાયક રે. ભલે. ૨
અગેરી રાજને નયણે નીહાળી, તુમે સેવો અવધિ દોષ ટાળી રે. ભલે. ૩
મુક્તા સાધન ફૂલે વધાવી, નમી પૂજી ભાવના ભાવો રે. ભલે. ૪
કાંકરે કાંકરે સિદ્ધ અનંતા, સંભારો પાજે ચઢંતા રે. ભલે. ૫
આદિ અજિત શાંતિ ગૌતમ કેરાં, પહેલાં પગલાં પૂજો ભલેરાં રે. ભલે. ૬
આંચે ધોળી પરબ ટૂંકે ચઢીએ, તિહા ભરત ચક્રીપદ નમીએ રે. ભલે. ૭
નીલી પરબ અંતરાલે આવે, હાંરે નેમી વરદત્ત પગલાં સોહાવે રે. ભલે. ૮
આદિ જીભનમી કુંડ કુમારા, હીંગલાજ હડે ચઢો પ્યારાં રે. ભલે. ૯
તિહાં કલી કુંડ નમી શ્રીપાસ, હાંરે ચઢો માંન મોડી ઉલ્લાસે રે. ભલે. ૧૦
ગુણવંત ગિરિનાં ગુણ ગાઈ, છાલાકુંડ વિસામો ભાઈ રે. ભલે. ૧૧
તિહાથી મકાગાલી પંથે ધસીએ, પ્રભુ ગઢ દેખીને ઉલ્લસીએ રે. ભલે. ૧૨
નમીએ નારદ અયમત્તાની મૂરતી, વળી દ્રાવિડ વારીખીલ્લ સુરતી રે.
ભલે. ૧૩
તીરથભૂમિ દેખી સુખ જાગે, નીરખો હેમકુંડની આગે રે. ભલે. ૧૪

રામ ભરત શુકસેલગ સ્વામી, થાવચ્ચા નમું સિરનામિ રે. ભલે.
ભુખણુ વાડી જોઈ વંદો, સુકોસલ મુનિચંદ સુખકંદો રે. ભલે.
આગળ હનુમત્ત વીર કહાવે, હાં રે તીહાંથી એ વાટે જવાયે રે. ભલે.
ડાબી દીશા રામપોળ હુરંજી, સામી દીસે નદી શેત્રુંજી રે. ભલે.
જાતાં જમણી દીસે વંદો ભાળી, મુનિ જાલી મયાલી ઉવયાલી રે.
ભલે.
તીહાંથી ડાબી દિશી સામાં સોહાવે, નમો દેવકી ખટસુત ભાવે રે.
ભલે.
ઈમ શુદ્ધ ભાવો થકી ઉત્કર્ષે, રામ પોળમાં પેસી એ હરખે રે. ભલે.
કુંતાસરે પાળે નવઘણુ ભાળો, જેહ કીધી સાહ સુગાલો રે. ભલે.
ધાઈ સોપાન ચઢી અતિ હરખો, જઈ વાઘીણુ પોળે નીરખો રે. ભલે.
થીરતા એ શુભ જોગ જગાવો, કહે અમૃત ભાવના ભાવો રે. ભલે.

## ઢાળ બીજી

( સીતા હરખીજી હરખીજી )

નીરખીજી નીરખીજી, હું તો હરખું રે નીરખીજી,
હરખીજી હરખીજી, હું તો પ્રણમું રે નીરખીજી.
અતી હરખે સંચરતાં જોતાં, જીનઘર ઓળા આળેજી.
જીવ જગાવી સીસ નમાવી, આવી હાથી પોળે. હું તો. ૧
આગલી પુંડરીક પોળે ચઢતાં, પ્રણમું બેકર જોડીજી,
તીરથપતિનું ભુવન નીહાળી, કરમ જંજીર મેં તોડી. હું તો. ૨
મૂળ ગભારે જોતાં માંનું, સુકૃત સઘળા તેડીજી,
તતક્ષીણુ દુષ્કૃત દૂરે પળાંયાં, નાખી કુગતિ ઉખેડી. હું તો. ૩

દીઠો લાડક મારુદેવીનો, બેઠો તીરથ થાપીજી,
પુરવ નવાણુંવાર આવ્યાંથી, જગમાં કીરતિ વ્યાપી. હું તો. ૪

શ્રી આદીશ્વર વિધિશું વંદી, બીજા સર્વ જુહારૂજી,
નમિ વિનમિ કાઉસગિયા પાસે, જોઈ જોઈ આતમ તારૂં. હું તો. ૫

સાંહમાં ગજવર ખંધે બેઠાં, ભરત ચક્રીની માડીજી,
તીમ સુનંદા સુમંગળા પાસે, પ્રણમું તે ધન લાડી. હું તો. ૬

મૂળ ગભારામાં જીતમુદ્રા, એકે ઊણા પંચાસજી,
રંગમંડપમાં પડીમા એંશી, વંદી ભાવ ઉલ્લાસે. હું તો. ૭

ચૈત ઉપર ચૌમુખ થાપ્યો છે, ફીરતી પ્રતીમા વાંદુજી,
વળી ગૌતમ ગણધરની ઠવણા, શી તારીફ વખાણું. હું તો. ૮

દેહેરા બાહીર ફીરતી દેરી, ચૌપન રૂડી દીસેજી,
તેહમાં પ્રતીમા એક સો ત્રાંણું, દેખી હીયડું હીસે. હું તો. ૯

નીલુડી રાયણ તરુવર હેઠલ, પીલડા પ્રભુજીનાં પાયજી,
પૂજી પ્રણમી ભાવના ભાવી, ઊલટ અંગ ન માય. હું તો. ૧૦

તસપદ હેઠંળ નાગમોરની, મુરત બેહુ સોહાવેજી,
તસ સુરપદવી સિધાચળના, માહાત્મ માંહી કહાવે. હું તો. ૧૧

સાંહમા પુંડરીક સ્વામી વીરાજે, પ્રતિમા છવીસ સંગેજી,
તેહમાં બોધની એક જિન પ્રતિમા, ટાળી નમીએ રંગે. હું તો. ૧૨

તીહાંથી બાહીર ઉતર પાસે, પ્રતિમા તેર દેદારૂજી.
એક રૂપાની અવર ધાતુની, પંચ તીરથ છે વારુ. હું તો. ૧૩

ઉતર સનમુખ ગણધર પગલાં, ચઉદસયાં બાવનનાંજી,
તેહમાં શાંતિજિણંદ જુહારૂ, પુગ્યા કોડ તે મનના. હું તો. ૧૪

દક્ષિણ પાસે સંહસકુટને, દેખી પાપ પળાયાજી,
એક સહસ ચોવીસ જિનેશ્વર, સંખ્યા એ કહેવાય. હું તો. ૧૫

દસ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીસી, વળી વીહરમાન વીદેહજી,
એકસો આઠ ઉત્કૃષ્ટે કાળ, સંપ્રતિ વીસ સનેહી. હું તો. ૧૬

ચોવીસ જિનનાં પંચ કલ્યાણુક, એકસો વીસ સંભારીજી,
શાશ્વતા ચ્યાર પ્રભુ સરવાળે, સહસકુટ નીરધારી. હું તો. ૧૭

ગોમુખ યક્ષ ચકકેસરી દેવી, તીરથની રખવાળીજી,
તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો. ૧૮

## ઢાળ ત્રીજી

( મુનિસુવ્રત જિન અરજ અમારી—એ દેશી )

એક દિશાથી જિનઘર સંખ્યા, જિનવરની સંભળાવું રે,
આતમથી ઓળખાણુ કરીને, તે અહીં ઠાંણુ બતાવું રે.
ત્રિભુવન તારણુ તીરથ વંદો૦ ૧

રાયણુથી દક્ષણુને પાસે, દેહરી એક ભલેરી રે,
તેહમાં ચોમુખ દોય જુહારૂ, કાપુ ભવના ફેરી રે. ત્રિ૦ ૨

ચોમુખ સર્વ મળીને છૂટા, વીસ સંખ્યાએ જાણું રે,
છૂટી પ્રતિમા આઠ જુહારી, કરીએ જનમ પ્રમાણો રે. ત્રિ૦ ૩

સંઘવી મોતીચંદ પટણીનું, સુંદર જિનઘર સોહે રે,
તીહાં પ્રતિમા ઓગણીસ જુહારી, હીયડું હરખીત હોય રે. ત્રિ૦ ૪

શ્રી સમેતશિખરની રચના, કીધી છે ભલી ભાંત રે,
વીસ જિનેશ્વર પગલાં વંદું, બાવીસ જિન સંગાતે રે. ત્રિ૦ ૫

કુશલબાઈના ચોમુખ માંહી, શીત્તેર જિન સોહાવે રે,
અંચલગચ્છના દેહરા માંહી, બત્રીસ જિનજી દેખાવે રે. ત્રિ૦ ૬

સામુલાના મંડપ માંહી, છેંતાલીસ જિણંદો રે,
ચોવીસ પટ્ટો એક તીહાં છે, પ્રણમું પરમાનંદો રે. ત્રિ૦ ૭

અષ્ટાપદ મંદિરમાં જઈને, અવધિ દોષ તજીશ રે,
ચ્યાર આઠ દસ દોય નમિએ, બીજા જિન ચાળીસ રે, ત્રિ૦ ૮
(..............................................................)
શેઠજી સુરચંદની દેહેરીમાં, પ્રતિમાગણ વિરાજે રે. ત્રિ૦ ૯

વસ્તુપાળના દેહરા માંહીં, થાપ્યા શ્રી રિષભ જીણંદા રે,
કાઉસગિયા બે એકત્રીસ જિનવર, સંઘવી તારાચંદ રે. ત્રિ૦ ૧૦

મેરુ શિખરની ઠવણા મધ્યે, પ્રતિમા બાર ભલેરી રે,
ભાંણા લીંબડીઆની દેહરીમાં, દસ પ્રતિમા જુઓ હેરી રે. ત્રિ૦ ૧૧
સંઘવી તારાચંદ કેવળ પાસે, દેહરી ત્રિણ છે અનેરી રે,
તેહમાં દસ જિન પ્રતિમા નીરખી, થીર પરણીત થઈ મેરી રે. ત્રિ૦ ૧૨

પાંચ ભાઈઆના દેહરા માંહી, પ્રતિમા પાંચ છે મોટી રે,
બીજી તેત્રીસ જિન પડિમા છે, એહ વાત નહીં ખોટી રે. ત્રિ૦ ૧૩

અમદાવાદીનું દેહરું કહીયે, તેહમાં પ્રતિમા તેર રે,
તે પછવાડે દેહરી માંહીં, પ્રણમું આઠ સવેરી રે. ત્રિ૦ ૧૪

તેહમાં નવ જિન પડીમા વંદી, કવિ અમૃત ગુણ ગાવે રે,
(..............................................................)
ત્રિભોવન તારણ તીરથ વંદો. ૧૫

દક્ષિણ પાસે સંહસકુટને, દેખી પાપ પળાયાજી,
એક સહસ ચોવીસ જિનેશ્વર, સંખ્યા એ કહેવાય. હું તો. ૧૫

દસ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીસી, વળી વીહરમાન વીદેહજી,
એકસો આઠ ઉત્કૃષ્ટે કાળ, સંપ્રતિ વીસ સનેહી. હું તો. ૧૬

ચોવીસ જિનનાં પંચ કલ્યાણક, એકસો વીસ સંભારીજી,
શાશ્વતા ચ્યાર પ્રભુ સરવાળે, સહસકુટ નીરધારી. હું તો. ૧૭

ગોમુખ યક્ષ ચક્રકેસરી દેવી, તીરથની રખવાળીજી,
તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો. ૧૮

## ઢાળ ત્રીજી

( મુનિસુવ્રત જિન અરજ અમારી—એ દેશી )

એક દિશાથી જિનઘર સંખ્યા, જિનવરની સંભળાવું રે,
આતમથી ઓળખાણ કરીને, તે અહીં ઠાંણુ બતાવું રે.
ત્રિભુવન તારણ તીરથ વંદો૦ ૧

રાયણથી દક્ષણને પાસે, દેહરી એક ભલેરી: રે,
તેહમાં ચોમુખ હોય જુહારૂ, કાપુ ભવના ફેરી રે. ત્રિ૦ ૨

ચોમુખ સર્વ મળીને છૂટા, વીસ સંખ્યાએ જાણું રે,
છૂટી પ્રતિમા આઠ જુહારી, કરીએ જનમ પ્રમાણો રે. ત્રિ૦ ૩

સંઘવી મોતીચંદ પટણીનું, સુંદર જિનઘર સોહે રે,
તીહાં પ્રતિમા ઓગણીસ જુહારી, હીયડું હરખીત હોય રે. ત્રિ૦ ૪

શ્રી સમેતશિખરની રચના, કીધી છે ભલી ભાંત રે,
વીસ જિનેશ્વર પગલાં વંદું, બાવીસ જિન સંગાતે રે. ત્રિ૦ ૫

કુશલબાઈના ચોમુખ માંહી, સીત્તેર જિન સોહાવે રે,
અંચલગચ્છના દેહરા માંહી, બત્રીસ જિનજી દેખાવે રે. ત્રિ૦ ૬

સામુલાના મંડપ માંહી, છેંતાલીસ જિણંદો રે,
ચોવીસ પટ્ટો એક તીહાં છે, પ્રણમું પરમાનંદો રે. ત્રિ૦ ૭

અષ્ટાપદ મંદિરમાં જઈને, અવધિ દોષ તજીશ રે,
ચ્યાર આઠ દસ દોય નમિએ, બીજા જિન ચાળીસ રે, ત્રિ૦ ૮
(.............................................................)
શેઠજી સુરચંદની દેહેરીમાં, પ્રતિમાગણ વિરાજે રે. ત્રિ૦ ૯

વસ્તુપાળના દેહરા માંહીં, થાપ્યા શ્રી રિષભ જીણંદા રે,
કાઉસગિયા બે એકત્રીસ જિનવર, સંઘવી તારાચંદ રે. ત્રિ૦ ૧૦

મેરુ શિખરની ઠવણા મધ્યે, પ્રતિમા બાર ભલેરી રે,
ભાંણા લીંબડીઆની દેહરીમાં, દસ પ્રતિમા જુઓ હેરી રે. ત્રિ૦ ૧૧
સંઘવી તારાચંદ કેવળ પાસે, દેહરી ત્રિણ છે અનેરી રે,
તેહમાં દસ જિન પ્રતિમા નીરખી, થીર પરણીત થઈ મેરી રે. ત્રિ૦ ૧૨

પાંચ ભાઈઆના દેહરા માંહી, પ્રતિમા પાંચ છે મોટી રે,
બીજી તેત્રીસ જિન પડિમા છે, એહ વાંત નહીં ખોટી રે. ત્રિ૦ ૧૩

અમદાવાદીનું દેહરું કહીયે, તેહમાં પ્રતિમા તેર રે,
તે પછવાડે દેહરી માંહીં, પ્રણમું આઠ સવેરી રે. ત્રિ૦ ૧૪

તેહમાં નવ જિન પડીમા વંદી, કવિ અમૃત ગુણ ગાવે રે,
(.............................................................)
ત્રિભોવન તારણ તીરથ વંદો. ૧૫

દક્ષિણ પાસે સહસકુટને, દેખી પાપ પળાયાજી,
એક સહસ ચોવીસ જિનેશ્વર, સંખ્યા એ કહેવાય. હું તો. ૧૫

દસ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીસી, વળી વીહરમાન વીદેહજી,
એકસો આઠ ઉત્કૃષ્ટે કાળ, સંપ્રતિ વીસ સનેહી. હું તો. ૧૬

ચોવીસ જિનનાં પંચ કલ્યાણક, એકસો વીસ સંભારીજી,
શાશ્વતા ચ્યાર પ્રભુ સરવાળે, સહસકુટ નીરધારી. હું તો. ૧૭

ગોમુખ યક્ષ ચક્રકેસરી દેવી, તીરથની રખવાળીજી,
તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો. ૧૮

## ઢાળ ત્રીજી

( મુનિસુવ્રત જિન અરજ અમારી—એ દેશી )

એક દિશાથી જિનઘર સંખ્યા, જિનવરની સંભળાવું રે,
આતમથી ઓળખાણ કરીને, તે અહીં ઠાંણ બતાવું રે.
ત્રિભુવન તારણ તીરથ વંદો૦ ૧

રાયણથી દક્ષણને પાસે, દેહરી એક ભલેરી રે,
તેહમાં ચોમુખ દોય જુહારૂ, કાપુ ભવના ફેરી રે. ત્રિ૦ ૨

ચોમુખ સર્વ મળીને છૂટા, વીસ સંખ્યાએ જાણું રે,
છૂટી પ્રતિમા આઠ જુહારી, કરીએ જનમ પ્રમાણો રે. ત્રિ૦ ૩

સંઘવી મોતીચંદ પટણીનું, સુંદર જિનઘર સોહે રે,
તીહાં પ્રતિમા ઓગણીસ જુહારી, હીયડું હરખીત હોય રે. ત્રિ૦ ૪

શ્રી સમેતશિખરની રચના, કીધી છે ભલી ભાંત રે,
વીસ જિનેશ્વર પગલા વંદું, બાવીસ જિન સંગાતે રે. ત્રિ૦ ૫

કુશલબાઈના ચોમુખ માંહી, સીત્તેર જિન સોહાવે રે,
અંચલગચ્છના દેહરા માંહી, બત્રીસ જિનજી દેખાવે રે. ત્રિ૦ ૬

સામુલાના મંડપ માંહી, છેંતાલીસ જિણંદો રે,
ચોવીસ પટ્ટો એક તીહાં છે, પ્રણમું પરમાનંદો રે. ત્રિ૦ ૭

અષ્ટાપદ મંદિરમાં જઈને, અવધિ દોષ તજીશ રે,
ચ્યાર આઠ દસ દોય નમિએ, બીજા જિન ચાળીસ રે, ત્રિ૦ ૮

(.................................................................)
શેઠજી સુરચંદની દેહેરીમાં, પ્રતિમાગણ વિરાજે રે. ત્રિ૦ ૯

વસ્તુપાળના દેહરા માંહીં, થાપ્યા શ્રી રિષભ જીણંદા રે,
કાઉસગિયા બે એકત્રીસ જિનવર, સંઘવી તારાચંદ રે. ત્રિ૦ ૧૦

મેરુ શિખરની ઠવણા મધ્યે, પ્રતિમા બાર ભલેરી રે,
ભાંણા લીંબડીઆની દેહરીમાં, દસ પ્રતિમા જુઓ હેરી રે. ત્રિ૦ ૧૧
સંઘવી તારાચંદ કેવળ પાસે, દેહરી ત્રિણ છે અનેરી રે,
તેહમાં દસ જિન પ્રતિમા નીરખી, થીર પરણીત થઈ મેરી રે. ત્રિ૦ ૧૨

પાંચ ભાઈઆના દેહરા માંહી, પ્રતિમા પાંચ છે મોટી રે,
બીજી તેત્રીસ જિન પડિમા છે, એહ વાત નહીં ખોટી રે. ત્રિ૦ ૧૩

અમદાવાદીનું દેહરું કહીયે, તેહમાં પ્રતિમા તેર રે,
તે પછવાડે દેહરી માંહીં, પ્રણમું આઠ સવેરી રે. ત્રિ૦ ૧૪

તેહમાં નવ જિન પડીમા વંદી, કવિ અમૃત ગુણ ગાવે રે,
(.................................................................)
ત્રિભોવન તારણ તીરથ વંદો. ૧૫

દક્ષિણ પાસે સંહસકુટને, દેખી પાપ પળાયાજી,
એક સહસ ચોવીસ જિનેશ્વર, સંખ્યા એ કહેવાય. હું તો. ૧૫

દસ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીસી, વળી વીહરમાન વીદેહજી,
એકસો આઠ ઉત્કૃષ્ટે કાળ, સંપ્રતિ વીસ સનેહી. હું તો. ૧૬

ચોવીસ જિનનાં પંચ કલ્યાણક, એકસો વીસ સંભારીજી,
શાશ્વતા ચ્યાર પ્રભુ સરવાળે, સહસકુટ નીરધારી. હું તો. ૧૭

ગોમુખ યક્ષ ચકકેસરી દેવી, તીરથની રખવાળીજી,
તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો. ૧૮

## ઢાળ ત્રીજી

( મુનિસુવ્રત જિન અરજ અમારી—એ દેશી )

એક દિશાથી જિનઘર સંખ્યા, જિનવરની સંભળાવું રે,
આતમથી ઓળખાણ કરીને, તે અહીં ઠાંણ બતાવું રે.
ત્રિભુવન તારણ તીરથ વંદો૦ ૧

રાયણથી દક્ષણને પાસે, દેહરી એક ભલેરી રે,
તેહમાં ચોમુખ દોય જુહારૂ, કાપુ ભવના ફેરી રે. ત્રિ૦ ૨

ચોમુખ સર્વ મળીને છૂટા, વીસ સંખ્યાએ જાણું રે,
છૂટી પ્રતિમા આઠ જુહારી, કરીએ જનમ પ્રમાણો રે. ત્રિ૦ ૩

સંઘવી મોતીચંદ પટણીનું, સુંદર જિનઘર સોહે રે,
તીહાં પ્રતિમા ઓગણીસ જુહારી, હીયડું હરખીત હોય રે. ત્રિ૦ ૪

શ્રી સમેતશિખરની રચના, કીધી છે ભલી ભાંત રે,
વીસ જિનેશ્વર પગલાં વંદું, બાવીસ જિન સંગાતે રે. ત્રિ૦ ૫

કુશલબાઈના ચોમુખ માંહી, સીત્તેર જિન સોહાવે રે,
અંચલગચ્છના દેહરા માંહી, બત્રીસ જિનજી દેખાવે રે. ત્રિ૦ ૬

સામુલાના મંડપ માંહી, છેંતાલીસ જિણંદા રે,
ચોવીસ પટ્ટો એક તીહાં છે, પ્રણમું પરમાનંદા રે. ત્રિ૦ ૭

અષ્ટાપદ મંદિરમાં જઈને, અવધિ દોષ તજીશ રે,
ચ્યાર આઠ દસ દોય નમિએ, બીજા જિન ચાળીસ રે, ત્રિ૦ ૮

(.........................................................)
શેઠજી સુરચંદની દેહેરીમાં, પ્રતિમાગણ વિરાજે રે. ત્રિ૦ ૯

વસ્તુપાળના દેહરા માંહીં, થાપ્યા શ્રી રિષભ જીણંદા રે,
કાઉસગિયા બે એકત્રીસ જિનવર, સંઘવી તારાચંદ રે. ત્રિ૦ ૧૦

મેરુ શિખરની ઠવણા મધ્યે, પ્રતિમા બાર ભલેરી રે,
ભાંણા લીંબડીઆની દેહરીમાં, દસ પ્રતિમા જુઓ હેરી રે. ત્રિ૦ ૧૧
સંઘવી તારાચંદ કેવળ પાસે, દેહરી ત્રિણ છે અનેરી રે,
તેહમાં દસ જિન પ્રતિમા નીરખી, થીર પરણીત થઈ મેરી રે. ત્રિ૦ ૧૨

પાંચ ભાઈઆના દેહરા માંહી, પ્રતિમા પાંચ છે મોટી રે,
બીજી તેત્રીસ જિન પડિમા છે, એહ વાત નહીં ખોટી રે. ત્રિ૦ ૧૩

અમદાવાદીનું દેહરું કહીયે, તેહમાં પ્રતિમા તેર રે,
તે પછવાડે દેહરી માંહીં, પ્રણમું આઠ સવેરી રે. ત્રિ૦ ૧૪

તેહમાં નવ જિન પડીમા વંદી, કવિ અમૃત ગુણ ગાવે રે,
(.........................................................)
ત્રિભોવન તારણ તીરથ વંદો. ૧૫

દક્ષિણ પાસે સહસકુટને, દેખી પાપ પળાયાજી,
એક સહસ ચોવીસ જિનેશ્વર, સંખ્યા એ કહેવાય. હું તો. ૧૫

દસ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીસી, વળી વીહરમાન વીદેહજી,
એકસો આઠ ઉત્કૃષ્ટે કાળ, સંપ્રતિ વીસ સનેહી. હું તો. ૧૬

ચોવીસ જિનનાં પંચ કલ્યાણક, એકસો વીસ સંભારીજી,
શાશ્વતા ચ્યાર પ્રભુ સરવાળે, સહસકુટ નીરધારી. હું તો. ૧૭

ગોમુખ યક્ષ ચક્રેસરી દેવી, તીરથની રખવાળીજી,
તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો. ૧૮

## ઢાળ ત્રીજી

( મુનિસુવ્રત જિન અરજ અમારી—એ દેશી )

એક દિશાથી જિનઘર સંખ્યા, જિનવરની સંભળાવું રે,
આતમથી ઓળખાણ કરીને, તે અહીં ઠાંણુ બતાવું રે.
ત્રિભુવન તારણ તીરથ વંદો૦ ૧

રાયણથી દક્ષણને પાસે, દેહરી એક ભલેરી: રે,
તેહમાં ચોમુખ દોય જુહારૂ, કાપુ ભવના ફેરી રે. ત્રિ૦ ૨

ચોમુખ સર્વ મળીને છૂટા, વીસ સંખ્યાએ જાણું રે,
છૂટી પ્રતિમા આઠ જુહારી, કરીએ જનમ પ્રમાણો રે. ત્રિ૦ ૩

સંઘવી મોતીચંદ પટણીનું, સુંદર જિનઘર સોહે રે,
તીહાં પ્રતિમા ઓગણીસ જુહારી, હીયડું હરખીત હોય રે. ત્રિ૦ ૪

શ્રી સમેતશિખરની રચના, કીધી છે ભલી ભાંત રે,
વીસ જિનેશ્વર પગલાં વંદું, બાવીસ જિન સંગાતે રે. ત્રિ૦ ૫

કુશલબાઈના ચોમુખ માંહી, સીત્તેર જિન સોહાવે રે,
અંચલગચ્છના દેહરા માંહી, બત્રીસ જિનજી દેખાવે રે. ત્રિ૦ ૬

સામુલાના મંડપ માંહી, છેંતાલીસ જિણંદો રે,
ચોવીસ પટ્ટો એક તીહાં છે, પ્રણમું પરમાનંદો રે. ત્રિ૦ ૭

અષ્ટાપદ મંદિરમાં જઈને, અવધિ દોષ તજીશ રે,
ચ્યાર આઠ દસ દોય નમિએ, બીજા જિન ચાળીસ રે, ત્રિ૦ ૮
(..........................................................)
શેઠજી સુરચંદની દેહેરીમાં, પ્રતિમાગણ વિરાજે રે. ત્રિ૦ ૯

વસ્તુપાળના દેહરા માંહીં, થાપ્યા શ્રી રિષભ જીણંદા રે,
કાઉસગિયા બે એકત્રીસ જિનવર, સંઘવી તારાચંદ રે. ત્રિ૦ ૧૦

મેરુ શિખરની ઠવણા મધ્યે, પ્રતિમા બાર ભલેરી રે,
ભાંણા લીંબડીઆની દેહરીમાં, દસ પ્રતિમા જુઓ હેરી રે. ત્રિ૦ ૧૧
સંઘવી તારાચંદ કેવળ પાસે, દેહરી ત્રિણ છે અનેરી રે,
તેહમાં દસ જિન પ્રતિમા નીરખી, થીર પરણીત થઈ મેરી રે. ત્રિ૦ ૧૨

પાંચ ભાઈઆના દેહરા માંહી, પ્રતિમા પાંચ છે મોટી રે,
બીજી તેત્રીસ જિન પડિમા છે, એહ વાત નહીં ખોટી રે. ત્રિ૦ ૧૩

અમદાવાદીનું દેહરું કહીયે, તેહમાં પ્રતિમા તેર રે,
તે પછવાડે દેહરી માંહીં, પ્રણમું આઠ સવેરી રે. ત્રિ૦ ૧૪

તેહમાં નવ જિન પડીમા વંદી, કવિ અમૃત ગુણ ગાવે રે,
(..........................................................)
ત્રિભોવન તારણ તીરથ વંદો. ૧૫

## ઢાળ ચોથી

( તુમે પીળાં પીતાંબર પેહેર્યાંજી મુખને મરકલડે )

રાયણુથી ઉત્તર પાસેજી, તીરથના રસીઆ,
જિનવર જીનઘર ઊલાસેજી, મુજ હઇડે વસીઆ. આંકણી
સંહુ ભાખ્યો જોઈ સીરનામીજી, તી૦
મુજ મનના અંતરજામીજી. મુજ. ૧
જિનમુદ્રએ રિખભ જિણંદોજી, તી૦
તીમ ભરત બાહુબળી વંદોજી, મુજ.
નમિવિનમિ કાઉસગ સીમાજી, તી૦
બ્રાહ્મી સુંદરી એક દેહરીમાંજી. મુજ. ૨
પક્ષકીસન શુકલ બ્રહ્મચારીજી, તી૦
શેઠ વિજય ને વિજયા નારીજી, મુજ.
એહવા કો ન હુવા અવતારીજી, તી૦
જાઉં તેહની હું બલિહારીજી. મુજ. ૩
ગચ્છ અંચલ ચૈત્ય કહાવેજી, તી૦
વીસ પડિમા વંદું ભાવેજી, મુજ.
તસ મંડપ થંભા માંહીજી. તી૦
ચઉદ પડિમા વંદું ત્યાંહીજી. મુજ. ૪
ભુખણદાસના દેહરા માંહીંજી, તી૦
તેર પડિમા થાપીઉ છાંહીંજી, મુજ.
વાછરડા મંગળ ખંભાતીજી, તી૦
તસ ચૈત્યમાં ત્રીણ્ય સોહાતીજી. મુજ. ૫
સાકરબાઈની દેહરી વંદીજી, તી૦
સાત પ્રતિમા નીરખીઆણંદોજી, મુજ.

તીહાંથી વળી આગલ ચાલોજી. તી૦
માત વીસોતનું દેહેરું ભાળોજી. મુજ. ૬

પીણ તે વસ્તુપાળે કરાવ્યુંજી, તી૦
આઠ પ્રતિમાએ સોહાવ્યુંજી, મુજ.
તે ઉપર ચોમુખ રાજેજી, તી૦
શાશ્વત જિન વિરાજેજી. મુજ. ૭

ઉગમણી બે છે દેહેરીજી, તી૦
જિન પડીમા ઈગ્યાર ભલેરીજી, મુજ.
શા હેમચંદની દક્ષણાતીજી, તી૦
દેહેરીમાં જોડી સોહાતીજી. મુજ. ૮

શા રામજી ગંધારીએ કીધોજી, તી૦
પ્રાસાદ ઉત્તંગ પ્રસિદ્ધોજી, મુજ.
તીહાં ચોમુહ દેખી આણંદજી, તી૦
સાત પ્રતિમા શોખે વંદુંજી. મુજ. ૯

ખટ દેહરી છે તસ સંગેજી, તી૦
જિન નમીએ બેંતાલીસ રંગેજી, મુજ.
તીહાં ચોવીસ જિનની માડીજી, તી૦
જિનસંગે લઈને ઠાહાડીજી. મુજ. ૧૦

મુલકોરની ભમતી માંહીજી, તી૦
ફરતી છે ચ્યાર દિશાએજી, મુજ.
પાંચસેંહેં સડસઠ સુખ કંદોજી, તી૦
ફીરતા જિન સઘળે વંદોજી. મુજ. ૧૧

મૂળ કોટનાં ચૈત્ય નીહાળેજી, તી૦
એકસો પાંચઠ સરવાળેજી, મુજ.
તીહાં પ્રભુ સગવીસસેંહ વંદોજી, તી૦
કહે અમૃત ચીર નંદોજી. મુજ. ૧૨

## ઢાળ પાંચમી

( વાતો કરો વેગળા રહી વીસરાંમી રે—એ દેશી )

હવે હાથીપોળની બાહીરે વીસરાંમી રે,
એ ગોખે છે જિનરાજ નમું સીરનાંમી રે;
તેહથી દક્ષિણ શ્રેણીએ વી૦ કહુ જિનઘર જિનનો સાજ. નમું. ૧
કુમરનરીંદે કરાવીઓ વી૦ ધન ખરચી સાર વિહાર, નમું.
બાવન સીખરે વંદીઓ વી૦ તીહુંતર જિન પરીવાર. નમું. ૨
વળી ધનરાજને દેહરે વી૦ પ્રતિમા વંદું સાત, નમું.
દેહરે વર્ધમાન શેઠને વી૦ પ્રતિમા સાત વિખ્યાત. નમું. ૩
સરવજી રાધનપુરી વી૦ તેહનું જિનઘર જોય, નમું.
તીહાં પગટ જિન દીપતા વી૦ પ્રણમી પાતીક ધોય. નમું. ૪
તેહની પાસે વિરાજતા વી૦ મંદિરમાં જિન ચ્યાર નમું.
હાથી આગળ જોઈએ વી૦ અદ્ભુત રચના સાર. નમું. ૫
જગત શેઠજીએ કીઓ વી૦ ત્રીણ સિખરો પ્રાસાદ, નમું.
તીહાં પગટ જીન પેખતાં વી૦ મુજ પરણતી હુઈ આલ્હાદ. નમું. ૬
પાસે ભુવન જિનરાજનું વી૦ તીહાં ખટ પ્રતિમા ધાર, નમું.
મુર્ચ્છા ઉતારી કીધું વી૦ તે હીરબાઈએ સાર. નમું. ૭
કુંવરજી લાધા તણા વી૦ દીપે દેવળ ખાસ, નમું.
તેત્રીસ જિનશું થાપીઆ વી૦ સહસફણ શ્રી પાસ. નમું. ૮

વિમળવસહી એ ચૈત્ય છે વી૦ જુઓ ભુલી વણીમાં ચ્યાર, નમું.
વળી ભમતીએ ચોમુખ બે મળી વી૦ તીહાં એકાશી જિનધાર. નમું. ૧
નેમીસર ચોરી તીહાં વી૦ એકસો સીત્તેર દેવ, નમું.
મૂલનાયક શું વંદીએ વી૦ વળી લોકનાલ તતખેવ. નમું. ૧૦
વિમળવસહી પાસે એ છે વી૦ દેહરી દોય વીહાળ, નમું.
પ્રતિમા આઠ જુહારીએ વી૦ આતમ કરી ઉજમાળ. નમું. ૧૧
પુન્ય પાપનું પારખું વી૦ કરવાને ગુણવંત, નમું.
મોક્ષબારી નામેઅ છે વી૦ તીહાં પેસી નીકસો સસ્વત. નમું. ૧૨
તીરથની ચોકી કરે વી૦ વળી શંખ તણી રખવાળ, નમું.
કરમાસાહીં થાપીયા વી૦ સહુ વિઘન હરે વીસરાળ. નમું. ૧૩
સઘળે અંગે શોભતાં વી૦ ભૂષણ ઝાકઝમાળ, નમું.
ચરણા ચોળી પેહરણે વી૦ સોહે ઘાટડી લાલ ગુલાલ. નમું. ૧૪
ચતુરભુજા ચક્રેશ્વરી વી૦ તેહના પ્રણમી પાય, નમું.
સંઘ સકળ ઓળગ કરે વી૦ બુદ્ધ અમૃત ભર ગુણ ગાય. નમું. ૧૫

## ઢાળ છઠ્ઠી

ભવિ તુમે વંદો રે સંખેશ્વર જિનરાયા—એ દેશી )

ભવિ તુમે સેવો રે એ જિનવર ઉપગારી, કો નહીં એવો રે
તીરથમાં અધિકારી, એ આંકણી.

હાથી પોળથી ઉત્તર શ્રેણી, જિનઘર જિનજી છાજે;
સમોવસરણ સુંદર છે તેહમાં, પ્રતિમા ચ્યાર વિરાજે. ૧
સમોવસરણ પછવાડે દેહરી, આઠે અનોપમ સોહે;
વીસ જિનેશ્વર તેહમાં બેઠા, ભવિયણનાં મન મોહે. ભવિ. ૨

રતનસિંઘ ભંડારી જેણે, કીધું દેવળ ખાસ;
તિહાં જિન ચ્યાર સંઘાથે થાપ્યાં, વિજય ચિંતામણી પાસ. ભવિ. ૩

તેહની પાસે ચ્યાર છે દેહરી, તિહાં જિન પડિમા વીસ;
પ્રેમજી વેલજી સાહને દેહરે, પ્રણમું પાંચ જગીસ. ભવિ. ૪

નથમલ આણંદજીએ કીધું, જિનમંદિર સુવિલાસ;
તિહાં જઈ પાંચ જિનેશ્વર ભેટે, મેટે ભવની જાળ. ભવિ. ૫

વધુસા પરણિને દેહ રે, અષ્ટાદસ જિનરાય;
પાસે દેહરી ચિનાંઈ બિંબની, દેશ બંગાળા કહીયા. ભવિ. ૬

અતિ અદ્‌ભુત જિન મંદિર રૂડું, લાધા વોહોરા કેરૂ;
તિંહા સત્તર જિન પડિમા વંદે, તેહનું ભાગ્ય ભલેરૂ. ભવિ. ૭

સા મીઠાચંદ લાધા જાણું, પાટણ શેહેરના વાસી;
જિનમંદિર સુંદર કરી પડિમા, પાંચ ઠવી છે ખાસી. ભવિ. ૮

શુણીત જયમલજીને દેહરે, ચોમુખ જઈને જુહારૂ;
પ્રતિમા હોય દિગંબર દેહરે, ભુવને નિરખી ભાખ્યુ સારુ. ભવિ. ૯

રિખભ મોદીએ પ્રાસાદ કરાવ્યો, તિહાં દસ પડિમા વંદો;
રાજસી સાહનાં દહેરા માંહી, ભેટયાં સાત જિણંદો. ભવિ. ૧૦

તીરથ સંઘ તણો રખવાલો, યક્ષ કપરદી કહીએ;
બીજી માત ચકકેસરી વદી, સુખસંપત્તિ સહુ લહીએ. ભવિ. ૧૧

નાહાનાં મોહોટાં ભુવન મળીને, એંતાલીશ અવધારો;
સંખ્યાએ જિનજીની પડિમા, પાંચસેં સોળ જુહારો. ભવિ. ૧૨

ઇણિપેરે સઘળાં ચૈત્ય મળીને, નાહી સુરજ કુંડ;
જયણાએ સુચિ અંગ કરીને, પેહેરો વસ્ત્ર અખંડ. ભવિ. ૧૩

વિધિ પૂર્વક સામગ્રી મેલી, બહુ ઉપચાર સંઘાતે;
નાભિનંદન પૂજી સહુ પૂજે, જિનગુણ અમૃત ગાવે. ભવિ.

## ઢાળ સાતમી

( ભરત નૃપ ભાવશું એ—એ દેશી )

બીજી ટુંક જુહારીએ એ, પાવઠીએ ચઢી જોઈ,
નમો ગિરિરાજને. એ આંકણી૦
પહેલાં તે અદબુદ દેખીએ, મુજ મન અચરીજ હોય. નમો૦ ૧

તીહાંથી આગળ ચાલતાં એ, દેહરી એક નીહાળ; નમો૦
તેહ ઠામે જઈ વંદીએ એ, જિન દોય નીહાળ. નમો૦ ૨

સંઘવી પ્રેમચંદે કર્યો એ, જિનમંદિર સુખકાર; નમો૦
સર્વતોભદ્ર પ્રાસાદમાં એ, બિંબ નવાણું સાર. નમો૦ ૩

હેમચંદ લવજીએ કર્યો એ, દેહરો તીહાં શુભ ભાવ; નમો૦
બિંબ પચવીસ તીહાં વંદીએ એ, ભવોદધિ તારણ નાવ. નમો૦ ૪

આગવ પાંડવ વંદીએ એ, પાંચ રહ્યાં કાઉસગ્ગ; નમો૦
કુંતા માતા દ્રુપદી એ, ગુણમણીનાં તે વગ્ગ. નમો૦ ૫

ખરતર વસહીની બારીએ એ, પહેલું શાંતિ ભુવન્ન; નમો૦
સીતેર જિનને વંદીએ એ, ચોવીસ વટ્ટા ત્રણ્ય. નમો૦ ૬

પાસે પાર્શ્વજિનેશ્વરૂએ, બેઠા ભુવન મોઝાર; નમો૦
ચોવીસ વટો એક તેહમાંએ, સાધુ મુદ્રા દોય ધાર. નમો૦ ૭

તેહમાં નંદીશ્વર થાપનાએ, બાવન જિન પરીવાર; નમો૦
અવિધિ આસાતના ટાળીને એ, બિંબ ઉગણ્યાશી જુહાર. નમો૦ ૮

ક જિન ઘરમાં થાપીઆ એ, શ્રીમંધર જિનરાય; નમો૦
તેમા ચ્યાર શું વંદીએં એ, પરિણુતી શુદ્ધ ઠરાય. નમો૦ ૯.
ણુ જિનરાય શું ભુવનમાં એ, બેઠા શ્રી અજિતજિણંદ; નમો૦
સે માત ચક્કેસરી એ, અષ્ટ ભુજાને અમંદ. નમો૦ ૧૦
ટા ચોમુખ તેહનીએ, પ્રતિમા વંદો બાર; નમો૦
યણુ તળે ચઉ પાદુકાએ, તીહાં એક પડિમા સાર. નમો૦ ૧૧
ણુધર પાદુકા વંદીએ એ, ચઉદસયાં બાવન્ન પરીવાર; નમો૦
સે બે બે દેહરી દીપતીએ, કીધી ધન તે જન્મ. નમો૦ ૧૨
હેમચંદ શિખર તણોં એ, ભુવનમાં ત્રીણુ જિનરાજ; નમો૦
ણુમીએ પાસ જીનેશ્વરુ એ, એક દેહરે શિરતાજ. નમો૦ ૧૩
ાંમણુસાંમાં છે દેહરાંએ, શ્રી શાંતિનાથનાં હોય; નમો૦
મેકમાં સાહીબ ત્રીણ્ય નમું એ, બીજે પંચાસતું જોય. નમો૦ ૧૪
ળ કોટ માંહી દક્ષિણુ દીસે એ, દેહરી ત્રણ્ય છે જોડ; નમો૦
તીહાં ખટ પ્રતિમા વંદીએ એ, કહે અમૃત મદ મોડ. નમો૦ ૧૫

### ઢાળ આઠમી

( એ તો ગેહેલો છે ગિરધારીજી, એને શું કહીએ—એ દેશી )

ઉત્તર પૂરવ વીચલે ભાગે, દેહરી ત્રણ્ય સોહાવે રે,
નિરખીને તે થાનીક ફરસી, પરસી સમતા ભાવે;
એહને સેવોને હા રે તુમે સેવો સહુ નરનાર, એ૦
એ તો મેવો એણે સંસાર,
એ તો ભવજલ તારણુહાર. એ આંકણી૦ ૧
તેહમાં થાવચ્યા સુત સેલગસૂરિ પ્રમુખ સુખદાઈ રે;
ણુ ગિરિ સિદ્ધાં તેહનાં પગલાં, વંદું સહસ અઢાઈ. એ૦ ૨

પાસે વિહાર ઉતંગ વિરાજે, રંગમંડપ દીસી ચ્યાર રે;
સેઠ સવા સોમજીએ કરાવ્યો, ખરચી વીત ઉદાર. એ૦ ૩

અનંત ચતુષ્ટય ગુણ નીપજ્યાથી, સરીખા ચ્યારે રૂપ રે;
પરમેશ્વર શુભ સમે થાપ્યા, ચ્યાર દીશાએ અનુપ. એ૦ ૪

તે મૂળનાયક રિખભ જિનેશ્વર, બીજા જિન ત્રેંતાળ રે;
શુદ્ધ નિમિત કારણ લહીએ એવા, હું પ્રણમું ત્રીણ્ય કાળ. એ૦ ૫

ઉપર ચોમુખ છવીસ જિનશું, દેખી દુરિત નીકંદું રે;
ચોવીસ પટ્ટો એક મળીને, ચોપન પ્રતીમા વંદું રે. એ૦ ૬

સાંહમા પુંડરિકસ્વામી બેઠા, પુંડરિક વરણા રાજે રે;
એ તસ પર વંદી બહાર દેહરી, તેહમાં થુભ વિરાજે રે. એ૦ ૭

રિખભ પ્રભુ ને પુત્ર નવાંણું, આઠ ભરત–સુત સંગે રે;
એકસો આઠ સમય એક સિદ્ધા, પ્રણમું તસ પદ રંગે. એ૦ ૫

ફરતી ભમતી માંહી પ્રતિમા, એકસો ને છત્રીસ રે;
તેહમાં ચોવીસ પટ્ટા સાથે, એકસો સાઠ જ બીસ. એ૦ ૯

પોળ બાહિર મરુદેવી ટુંકે, ચોમુખ એક પ્રસિદ્ધો રે;
ધન વેલબાઈએ નિજ ધન ખરચી, નરભવ સફળો કીધો. એ૦ ૧૦

પશ્ચિમને મુખ સાંમા સોહે, દેવળમાં મનોહારી રે,
ગજધર ખંધે બેઠા આઈ, તીરથનાં અધિકારી. એ૦ ૧૧

સંપ્રતિરાએ ભુવન કરાવ્યું, ઉત્તર સનમુખ સોહે રે;
તેહમાં અચીરા નંદન નિરખી, કહે અમૃત મન મોહે.
એહને સેવો રે ૧૨

## ઢાળ નવમી

( આઠ કૂવા નવ વાવડી—એ દેશી )

હવે પછી થાવસહીમાં વાલા, તુમે ચાલો ચેતન લાલારાજ;
આજ સફળ દિન એ રૂડો. આંકણી.
જિન મંદિર જિન મુરત ભેટો, ભવભવનાં પાતીક મેટો રાજ.
આજ. ૧

તીહા પાંચ ગભારે જઈ અટકળિયા, માનુ પાંચ પ્રમેથી મળીયા
રાજ; આજ.
રાયણુ તળે પગલા સુખદાઈ, તીહાં રિખભ પ્રભુને ગાઈ
રાજ. આજ. ૨

નેમિ જિનેશ્વર સીસ પ્રવીણ, મુનિ નંદીખેણ નવીન રાજ; આજ.
શ્રી શેત્રુંજય ભેટણ આવ્યા, તીહાં અજીત શાંતિ ગુણ ગાયા
રાજ. આજ. ૩

તેહ તવંન મહીમાથી જોડે, બીહું જિનવર વંદ્યા કોડે રાજ; આજ.
તેહ મંદિર એ જોડે નીરખી, મે ભેટચા બેહુ જિન હરખી
રાજ. આજ ૪

નયર ડભોહી તણી જે વાસી, મનુ પારખ ધર્મ અભ્યાસી
રાજ; આજ.
તીણુ જિનમંદિર કીધું સારું, તીહાં ત્રણ્ય પ્રતિમાને જુહારૂ
રાજ. આજ. ૫

એક ભુવનમાં ત્રણ્ય જિન રાજે, બીજામાં નેમ વીરાજે; રાજ.
દેવળ એક દેખી હુરીત નિકંદું, તીહાં પ્રાર્શ્વ પ્રભુને વંદું
રાજ. આજ. ૬

બાવન દેહરી પાછળ ફરતી, જિનમંદિર શોભા કરતી રાજં; આજ
તેહમાં અજીત જિનેશ્વર રાયા, મેં પ્રણમીને ગુણ ગાયા
રાજ. આજ. ૭

આજુ નાનાં મોટાં ભુવન નિહાળિ, સગતિસગણ્યા સંભાળી
રાજ; આજ.
સંખ્યા એ જિનપ્રતિમા જાણીએ, પાંચસેં નવ્યાસી ગણીએ
રાજ. આજ. ૮

એ તીરથ માળાસુ વીચ્યારી, તુમે જાત્રા કરો હીતકારી
રાજ; આજ.
આજ દર્શન પૂજા સફળી થાએ, શુભ અમૃત ભાવે ગાએ
રાજ. આજ૦ ૯

## ઢાળ દશમી

( આજ મુને સંભવ જિનશું પ્રીત અવીહડ લાગી રે—એ દેશી )

તુમે સિદ્ધગિરિના એહું ટુંક જોઈ જુહારો રે,
તુમે ભુલ્ય અનાદિની મુંકય એ ભવ આરોરે, તુમે ધરમી જીવ સંઘાત;
પરણતી રંગે રે, તુમે કરજયો જાત્રા સનાથ સુવીહીત સંગે રે. ૧

તુમે વાવરજ્યો એક વાર સચીત સહુ ટાળો રે,
કરી પડીકમણાં દોય વાર, પાપ પખાળો રે;
તુમે ધરજ્યો શીલ શણગાર ભૂમિ સંથારો રે,
અળુઆંણે પાળ સંચાર છહીરી પાળો રે. ૨

ઇમ સુણી આગમ રીત હીયડે ધરજ્યો રે,
કરી સદહણા પરતીત તીરથ કરજ્યો રે;
આ દુઃસમ કાળે જોય વિઘન ઘણેરાં રે,
કીધું તે સીધું સોથ શું છે સવેરા રે. ૩

એ હિતશિક્ષા જાંણુ સુગુણા હરખો રે,
વળી તીરથનાં અહીં ઠાંણુ આગે નીરખો રે;
દેવકીના ખટનંદ નમી અનુસરીએ રે,
આતમ શકતે અમંદ પ્રદક્ષણા ફરીએ રે.

પહેલી ઉલખાલોળ ભરી તે જળશું રે,
જાણે કેસરનાં ઝળકોળ નમણુના રસશું રે;
પુજે ઇંદ્ર અમુલ રયણુ પડિમાને રે,
તે જળ આખ્ય કપોળ ઠવો સીર ઠાંમે રે.

આગળ દેહરી હોય સમીપે જાઉં રે,
તીહાં પ્રતિમા પગલાં હોય નમી ગુણુ ગાઉં રે;
વળી ચીલ્લણુ તલાવડી દેખી મનમાં ધારૂં રે,
તીહાં સિદ્ધસિલ્લા સંખેપ ગુણી સંભારૂં રે.

ભાડવે ભવીયણુ વૃંદ આપણુ જાસ્યુ રે,
જે થાનક અજીત જિણંદ રહ્યા ચોમાસું રે;
સાંબ મુનિ પરજુંત્ર થયા અવિનાશી રે,
તે ધન્ય કૃતારથ પુન્ય થુણે ગુણુ રાશી રે.

હું તો સિદ્ધવડ પગલાં સાથ નમું હીત કાજે રે,
ઇહાં શિવસુખ કીધું હાથ બહુ મુનિરાજે રે;
ઇમ ચઢતાં ચ્યારે પાજ ચઉ ગતિ વારે રે,
એ તીરથ જગત જીહાજ ભવજલ તારે રે.

જે જગ તીરથ સંત તે સહુ કરીએ રે,
પણ એ ગિરી ભેટે અનંત ગુણફળ વરીએ રે;

જન્મ સફલ માનું સદા પભણું ગૌતમ નામ,
વારંવાર કરું વિનંતિ દેજો અવિચલ ઠામ. ૨૫

કલશ

ગુણ ગાયા, સુખ પાયા. હર્ષ હૃદયે અતિ ઘણો,
ભૂતિ-નંદન, જગતવંદન, ગૌતમ નામ નિત્ય ભણો;
બહુતેર, તીર્થ ઓસિયો, જ્યેષ્ઠ શુકલ એકાદશી,
ન પાયો, 'ગચ્છ-વર' ગાયો, પ્રભુ મૂર્તિ હૃદય વસી.

## પ્રકીર્ણ: છંદો, મહામંત્ર, મંત્રો વગેરે

### શ્રી. સરસ્વતીનો છંદ

રગરગ ભારત-ભક્તિ, દેશસેવની સઘળી શક્તિ,
ડો નોબત મંગલ યશની, પ્રભુભક્તિનાં પૂર વર્ષથી,
ગુરુધર્મભક્તિ દિલ ધરતી, શ્રી શારદાની કૃપા વર્ષતી,
તા અમૃત વ્હેણ ઉચ્ચરતી, નવલે વર્ષે કરો પ્રભુભક્તિ.

---

### શ્રી. આત્મરક્ષા નવકારમંત્રનો છંદ

પરમેષ્ઠિ નમસ્કારં સારં નવપદાત્મકં,
આત્મરક્ષાકરં વજ્ર-પંજરાભં સ્મરામ્યહં. ૧

નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં,
ૐ નમો સવ્વસિદ્ધાણં, મુખે મુખપટાંબરં. ૨

નમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની,
ૐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દઢં. ૩

નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે,
એસો પંચ નમુક્કારો શિલા વજ્રમયી તલે. ૪

સવ્વપાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિઃ
મંગલાણું ચ સવ્વેસિં, ખાદીરંગાર–ખાતિકા. ૫

સ્વાહાન્તં ચ પદં જ્ઞેયં, પઢમં હવઈ મંગલં,
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે. ૬

મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની,
પરમેષ્ઠિપદોદ્‌ભૂતા, કથિતા પૂર્વસૂરિભિઃ. ૭

યશ્ચૈમાં કુરુતે રક્ષાં, પરમેષ્ઠિ પદૈઃ સદા,
તસ્ય ન સ્યાદ્ ભયં વ્યાધિ રાધિશ્ચાપિ કદાચન. ૮

---

## શ્રી. ઘંટાકર્ણનો મહામંત્ર

ૐ ઘંટાકર્ણો મહાવીરઃ, સર્વવ્યાધિવિનાશકઃ,
વિસ્ફોટકભયપ્રાપ્તે, રક્ષ રક્ષ મહાબલઃ ૧

યત્ર ત્વં તિષ્ઠસે દેવ! લિખિતોઽક્ષરપંક્તિભિઃ,
રોગાસ્તત્ર પ્રણશ્યન્તિ, વાતપિત્તકફોદ્‌ભવાઃ ૨

તત્ર રાજભયં નાસ્તિ, યાન્તિ કર્ણેજંપાઃ ક્ષયમ્,
શાકિની ભૂતવેતાલા, રાક્ષસાઃ પ્રભવન્તિ ન. ૩

નાડકાલે મરણં તસ્ય, ન ચ સર્પેણ દશ્યતે,
અગ્નિ ચૌરભયં ન સ્તિ, હ્રીઁ ઘંટાકર્ણો નમોસ્તુ તે.
ઠઃ ઠઃ ઠઃ સ્વાહા. ૪

---

## સરસ્વતી (વિદ્યા) મંત્ર

ૐ હ્રીઁ શ્રીઁ ક્લીઁ વદ વદ વાગ્વાદિની ભગવતી
સરસ્વતી મમ જિહ્વાગ્રે વાસં કુરુ કુરુ સ્વાહા.

આ મંત્રનો દરરોજ ૧૦૮ વાર જાપ કરવાથી વિદ્યા આવે છે તેમ જ બુદ્ધિ તેજ થાય છે.

---

## વિદ્યાપ્રાપ્તિ મંત્ર

તીર્થંકરગણધરપ્રસાદાદ્ એષ યોગઃ ફલતુ,
ૐ હ્રીં ચૌદસપુવ્વીણં, ૐ હ્રીં પયાણુસારીણં,
ૐ હ્રીં એગારસંગધારીણં, ૐ હ્રીં ઉજ્જુમઈણં,
ૐ હ્રીં વિપુલમઈણં સ્વાહા.

આ મંત્રને ૧૦૮ વાર દરરોજ એક વખત એમ ૭ મહિના સુધી ગણે તો બુદ્ધિ વધે, સભામાં વ્યાખ્યાન આપી શકે. સર્વને પ્રશ્નનો જવાબ આપી શકે.

---

## વચનસિદ્ધિ મંત્ર

શ્રી ચિંતામણિ પાર્શ્વનાથાય નમઃ, ૐ હ્રીં નમો અર્યં ચિંતામણિ, ૐ નમો ભગવતે પાર્શ્વનાથાય, સર્વ દુરિતં અપહર અજિતે અપરાજિતે મહાબલે મમ શરીરં રક્ષ રક્ષ ફુટ ફુટ સ્વાહા.

આ મંત્રને પ્રભાતમાં ઊઠીને એકવીશ વખત ગણવાથી વચનસિદ્ધિ થાય. મન, વચન, કાયા વશ કરીને શુદ્ધ કપડાથી ગણવો.

---

## શિખામણનો ગરબો

અલ્પ ઉંમરમાં નિંદિત કર્મ કરો નહિ રે,
ધરજો માથે કર્મરાજાનો ત્રાસ.
પ્રેમે ભક્તિ કરીએ ભુવનગુરુ જિનદેવની રે. ૧

## સાખી

જૈન ધર્મ જાણ્યા વિના, કરે પાપ અનેક,
કાર્ય સકળ છોડી કરો, ધર્મ સૂણ્યાની ટેક,
નિત્ય જિનવર વાણી સુણવા, જઈએ પ્રેમથી રે,
જેથી ભવોભવ સંચિત, પાતિક દૂર પલાય,
પ્રેમે ભક્તિ કરીએ, ભુવનગુરુ જિનદેવની રે. ૨

હિતેચ્છુ ગુરુ મ્હારા, સાચા પ્રાણાધાર,
ભવસાગરમાં ડૂબતાં, સુસાધુ તારણહાર,
પર ઉપકારી પુરણ, ભાગ્યે ગુરુજી આવિયા રે,
તે તો ધાર્મિક જીવન, ઉલ્લસિત કરનાર. પ્રે૦ ૩

ગુરુમુખ વાણી સાંભળી, તજજો પાતિક બંધ,
કરજો જયણા જીવની, વંદો ગુરુ નિર્ગ્રન્થ,
દુખિયા દુણા હીણા, દેખી દિલ દયા ધરો રે,
તેને પાળો જેવાં, નિજતણાં સંતાન. પ્રે૦ ૪

જુઠા વચનો બોલતાં, જગમાં ઇજ્જત જાય,
મળે ના લાબું આઉખું, કારાગૃહે પકડાય,
કપટે બકરા થઈને જાશો કસાઈના હાથમાં રે,
વળી ગર્ભતણા દુઃખ, સહેસો અપરંપાર. પ્રે૦ ૫

ચોરી કુડા લેખ તો, લખો ન જુઠા ભાય,
પૂરો ન ખોટાં સાક્ષી, કુટ ન વદશો વાક્ય,
ગુણીયલ પરની થાપણ, ઓળવશો મા કદી રે,
થાશે પરભવમાંહિ, પુત્રતણો વિયોગ. પ્રે૦ ૬

પર નારની પ્રીત તો, કરતા જીવ ગમાય,
બુદ્ધિ, ધન, જશ હારીને, ઝાઝા ખત્તા ખાય,
મોટા રોગો થાશે ને, જાશો જમના હાથમાં રે,
પાવક પૂતલી અંગે, થાશે દુખ અપાર. પ્રે૦ ૭

કડવા નિંદક વચન વદી, કરો ન પર સંતાપ,
જીભે પરમલ પાપને, શું ધોવો છો આપ,
નિજના અવગુણ શોધીને, કરજો તનથી વેગળા રે,
નિંદા કરતાં ન મળે, ભવોભવ માંહે જીભ. પ્રે૦ ૮

અક્કડ ફક્કડ શું ફરો, જતાં ન જોબન વાર,
પડશે જ્યારે તાહરે, માથે જમનો માર,
ત્યારે ઉગરવાનો આરો, તારો કોઈ નહીં રે,
માટે સમજી દુખની, ભીતી રાખો ભાઈ. પ્રે૦ ૯

મનુષ્ય જન્મને પામીને, કરો ન નિંદિત કામ,
પરભવ નિશ્ચે ચાલવું, શમો ધર્મ આરામ.
કાયા માયા જાણો, વાદળ કેરી છાંયડી રે,
પાણી પૂરને જાતા, કદી ન લાગે વાર. પ્રે૦ ૧૦

સુગુરુ દેવ ને ધર્મની, શ્રદ્ધા રાખો શુદ્ધ,
પાખંડી સંગ છોડતાં, નિર્મલ થાશે બુદ્ધ,
નિર્મલ સમકિત રત્ન, યત્ન કરીને રાખજો રે,
જેથી ભવસાગરનો, વેગે પાર પમાય રે. પ્રે૦ ૧૧

ધર્મીની સોબત થકી કરીએ ઉત્તમ કામ,
સજ્જન સાધુસંગથી, વધશે મોટી મામ,

એવા ગુણીજન ગુરુને, દેવ નિરંજન સેવતાં રે;
પાપી લોહું પારસ, સંગે થાશે હેમ. પ્રે૦ ૧૨
પુરણ વેરણ પાપણાં; કૃષ્ણતા દુઃખદાય,
ધર્મે ધક્કો લગાડીને, દુર્ગતિએ લઈ જાય,
આળસ છેડી દાન, દયા ને પૌષધ આદરશે રે,
જેથી ભવદુખભંજન, ભેટે શ્રી ભુવનેશ. પ્રે૦ ૧૩

તપ કરતાં તનમન તણાં, પાતિક દૂર પલાય,
જ્ઞાન પ્રગટે ગુરુસંગથી, આતમ પાવન થાય.
ભુવન ગુરુભક્તિથી, સાર શિખામણ સાંભળી રે,
હૃદયે ધરજો કરજો, શિવરમણી શું પ્યાર. પ્રે૦ ૧૪

## હિત-શિખામણના ૧૯૨ બોલ

૧. કોઈ પણ શુભ કામ કરવામાં વિલંબ કરવો નહિ. ૨. કારણ વગર બોલવું નહિ. ૩. જ્ઞાની બન્યાથી ગર્વ કરવો નહિ. ૪. બનતા સુધી ક્ષમા અવશ્ય ધારણ કરવી. ૫. ઘરની ગુપ્ત વાત કોઈને કહેવી નહીં. ૬. સ્ત્રી તથા પુત્રની ખરાબ વાત કોઈને કહેવી નહિ. ૭. મિત્રથી કોઈ પ્રકારનો પ્રપંચ કરવો નહિ. ૮. ખરાબ મિત્રનો વિશ્વાસ કરવો નહિ. ૯. પ્રેમ કરવાવાળી સ્ત્રીનો વિશ્વાસ રાખવો નહિ. ૧૦. કોઈ પણ કાર્ય કરતી વખતે જરૂર વિચાર કરવો. ૧૧. માતા, પિતા, ગુરુ, વડિલ પુરુષોનો વિનય કરવો. ૧૨. સ્ત્રીને ગુપ્ત વાત કહેવી નહિ. ૧૩. પેટ ભરાય એટલા ભોજનથી સંતોષ માનવો. ૧૪. વિદ્યા ભણવામાં સંતોષ રાખવો નહિ. ૧૫. દાન દેતી વખતે ધડકવું નહિ. ૧૬. તપશ્ચર્યા કરવામાં પાછળ હઠવું નહિ ૧૭. ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનો ભંગ કરવો નહિ. ૧૮ અન્યાયથી દ્રવ્ય મેળવવું નહિ. ૧૯. શરીરની શક્તિ વિચાર્યા વગર યુદ્ધ કરવું નહિ. ૨૦. દુઃખના

સમયમાં ધૈર્ય છોડવું નહિ. ૨૧. ખરાબ કામથી હમેશાં દૂર રહેવું. ૨૨. બગલાની માફક ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી. ૨૩. કૂકડાની માફક સવારમાં સૌથી વહેલા ઊઠવું. ૨૪. શરીરથી આળસને દૂર રાખવી. ૨૫. ઊંઘમાં પણ સચેત રહેવું ૨૬. મનમાં વિચારેલું કામ પુરૂં થયા વિના કોઈને કહેવું નહિ. ૨૭. સાસરામાં ચતુરાઈ ધારણ કરવી અને મૂરખતા છોડી દેવી ૨૮. ગુણ ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો. ૨૯. નીચ માણસ પાસેથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરવી. ૩૦. બરોબરિયા સાથે પ્રીતિ કરવી. ૩૧. કજિયાની જગ્યા પર મૌનપણું ધારણ કરવું. ૩૨. બળવાન સાથે વૈર બાંધવું નહિ. ૩૩. લેવડ-દેવડમાં, ભોજનમાં, વિદ્યા ભણવામાં, વ્યાપારમાં તથા વૈદ્યની પાસે શરમ રાખવી નહિ. ૩૪. કજિયાના સ્થાનમાં ઊભા રહેવું નહિ. ૩૫. અગ્નિ, ગુરુ, બ્રાહ્મણ, ગાય, કન્યા તથા પુસ્તક પર પગ લગાવવો નહિ. ૩૬. ઘી, તેલ, દહીં, દૂધ વગેરે ઉઘાડા રાખવા નહિ. ૩૭. વૈદ્ય, ગુરુ, રાજા, નદી, વાણિયો એ પાંચે જ્યાં ન હોય ત્યાં વસવું નહીં. ૩૮. નીચ માણસની સાથે વિવાદ કરવો નહિ. ૩૯. જેનાથી જીવનું જોખમ એવા ધનનો ત્યાગ કરવો. ૪૦. શત્રુ ઉપર નિર્દયતા કરવી નહિ. ૪૧. મૂર્ખ, કાયર, અભિમાની, અન્યાયી તથા દુષ્ટ એવાની નોકરી કરવી નહીં. ૪૨. મૂર્ખને હિતોપદેશ આપવો નહિ. ૪૩. પરસ્ત્રીનો હમેશાં ત્યાગ કરવો. ૪૪ ઇન્દ્રિયોને હમેશાં કાબૂમાં રાખવી. ૪૫. મૂર્ખની સાથે મિત્રતા કરવી નહિ. ૪૬. લોભીને દ્રવ્યથી વશ કરવો. ૪૭. શક્તિ હોય તોપણ આશાનો ભંગ કરવો નહિ. ૪૮. ગુણ વિના માત્ર ભભકાથી રીઝવું નહિ. ૪૯. રાજા ખુશ હોય તોપણ વિશ્વાસ કરવો નહિ. ૫૦. એક અક્ષર શિખવાડનારને પણ ગુરુ માનવા. ૫૧. પાણી ગાળીને તથા જોઈને પીવું. ૫૨. મોત થાય પણ સત્ય છોડવું નહીં. ૫૩. પોતાનાં અવગુણ શોધતાં રહેવું. ૫૪. રાજાની સ્ત્રી, ગુરુની સ્ત્રી, મિત્રની સ્ત્રી, સાસુ તથા પોતાની માતા એ પાંચેને માતા સમજવી.

૫૫. કામ વગર તથા આન વગર કોઈને ત્યાં જવું નહિ. ૫૬. મુખેથી ગરીબાઈ ગાવી નહિ ૫૭. લેખણ, પુસ્તક તથા સ્ત્રી એ ત્રણે કોઈને આપવાં નહિ. ૫૮. ગજા પ્રમાણે ખર્ચ કરવો. ૫૯. દરેક વિદ્યા મોઢે રાખવી (ભૂલી જવી નહિ.). ૬૦. સ્વામી પ્રસન્ન હોય ત્યારે ગર્વ ધરવો નહીં. ૬૧. કરિયાણું જોયા વિના કબુલાત આપવી નહીં. ૬૨. સૈનિકોને ઉધાર આપવું નહિ. ૬૩. નટને, વટલાયેલને, વેશ્યાને તથા જુગારીને ઉધાર આપવું નહિ. ૬૪. ગુપ્ત ધન આપવું હોય તો હોશિયારીથી પાકો બંદોબસ્ત કરીને આપવું. ૬૫. બે ચ્યાર સાક્ષી રાખ્યા વગર ધન આપવું નહિ. ૬૬. ઉધાર લાવેલું ધન મુદત પહેલાં આપી દેવું. ૬૭. ઘરમાં પૈસા હોય તો દેવું કરવું નહિ. ૬૮. માથે દેવું હોય તો મહેનત કરીને પણ દેવું ચૂકવવું. ૬૯. સંબંધીઓ સાથે ઘણું કરીને લેવડ દેવડ કરવી નહિ ૭૦ ચોરીનો માલ મફત મળે તોપણ લેવો નહિ. ૭૧. દુરાચારીની સાથે ભાગીદારી કરવી નહિ. ૭૨. લાંઘણ કરવી નહિ ૭૩. વિશ્વાસુ ને ભરોસાપાત્ર માણસને જ ખજાનચી નીમવો. ૭૪. રોકડ તથા ખરીદ વકરાના નામાને લખવામાં આળસ કરવી નહીં. ૭૫ નવા નવા ગુમાસ્તા તથા નવા નવા મુનીમ કરવા નહિ. ૭૬. પોતાની જ્ઞાતિની સાથે નરમાશ રાખવી. ૭૭. સ્ત્રીની સાથે મીઠા વચનોથી બોલવું. ૭૮. દુશ્મનને પેટમાં ઘૂસીને વશ કરવો. ૭૯ મિત્રની પાસે પણ સાક્ષી વગર થાપણ મૂકવી નહિ. ૮૦. એક બે મોટા માણસો સાથે ઓળખાણ પિછાણ જરૂર રાખવી. ૮૧. જ્યાં સુધી બને ત્યાં સુધી કોઈની સાક્ષી ભરવી નહીં ૮૨. પરદેશમાં કેફી વસ્તુ વાપરવી નહીં ૮૩. ઉત્સવ છોડીને, ગુરુ તથા પિતાનું અપમાન કરીને, છોકરાઓને રોવરાવીને, હત્યા કરીને, તૈયાર થયેલી રસોઈ છોડીને રુદન સાંભળીને, મૈથુન કરીને, વમન કરીને, નજીકમાં આવતા પર્વને અવગણીને, દૂધનું ભોજન કરીને, આટલા વાના કરીને પોતાના હિતની ઇચ્છા રાખનારે પરદેશગમન કરવું

નહીં ૮૪. જે ઘરમાં કોઈ આદમી ન હોય તે ઘરમાં જવાનું રાખવું નહીં. ૮૫. કારણ વગર પોતાના ધનની આશા કરવી નહીં. ૮૬. પરદેશમાં આડંબરથી રહેવું. ૮૭. કોઈની વાત કોઈને કહેવી નહીં. ૮૮. માતા પિતાની આજ્ઞાનો ભંગ કરવો નહિ. ૮૯. માતા પિતાની સેવા સાચા દિલથી કરવી. ૯૦. ગુરુ તથા માતા પિતાના હમેશાં પગ દબાવવાં. ૯૧. માતાપિતાની પાસે અસત્ય બોલવું નહીં. ૯૨. માતાપિતાનાં ધાર્મિક મનોરથો પૂર્ણ કરવાં ૯૩. મોટા ભાઈને પિતા સમાન માનવા. ૯૪. ભાઈની ખરાબ હાલત દૂર કરવી અને કુમાર્ગથી બચાવવો. ૯૫. રોગમાં, ખરાબ હાલતમાં શત્રુના ભયથી અને રાજદરબારમાં આટલે ઠેકાણે ભાઈને મદદ કરવી. ૯૬. કોઈપણ શુભ કામમાં ભાઈને ભૂલવા નહિ ૯૭. નાટક ચેટકમાં, મેળામાં, સરઘસમાં સ્ત્રીને જવા દેવી નહિ. ૯૮. સ્ત્રી પાસે ઉત્તમ પ્રકારની સેવા કરાવવી. ૯૯. સ્ત્રીને રાતના સમયમાં બહાર જવા દેવી નહિ. ૧૦૦. સ્ત્રી ક્રોધમાં હોય ત્યારે તેને મનાવવી. ૧૦૧. સ્ત્રીને ઘરના કામમાં દ્રવ્ય આપતાં રહેવું. ૧૦૨. ઉત્સવના સમયમાં સગાસંબંધીઓને ભૂલવાં નહિ. ૧૦૩. દુઃખી સગાસંબંધીઓને સહાય કરવી. ૧૦૪ કુટુંબીજનો સાથે ક્યારે પણ વિરોધ કરવો નહિ. ૧૦૫. જે ઘરમાં એકલી સ્ત્રી હોય તે ઘરમાં જવું નહિ. ૧૦૬ ધર્મના કામમાં સગાસંબંધીઓને જોડવા. ૧૦૭. બગાસું આવતું હોય ત્યારે તથા છીંક તથા ઓડકાર આવતા હોય ત્યારે મુખને દબાવવું નહિ. ૧૦૮. ઊંધા તથા ચત્તા સૂઈ રહેવું નહિ. ૧૦૯. ભોજન કરતી વખતે છીંક આવે ત્યારે પાણી પીવું. ૧૧૦. ઊભા ઊભા પેશાબ કરવો નહિ. ૧૧૧. ઊભા ઊભા પાણી પીવું નહિ. ૧૧૨. સૂતી વખતે છાતી પર હાથ રાખવા નહિ. ૧૧૩ કન્યાને ઊંચા કુળમાં આપવી. હીન કુળમાં આપવી નહિ. ૧૧૪. કન્યાનો પૈસો લેવો નહિ. ૧૧૫. કન્યાનો પતિ કન્યા કરતા ઉમરમાં મોટો હોવો જોઈએ. ૧૧૬. રોગી, વૃદ્ધ,

મૂર્ખ, દરિદ્રી, વૈરાગી, ક્રોધી તથા નાની ઉંમરવાળાને કન્યા આપવી નહિ. ૧૧૭. મોટા માણસ ઘેર આવે તો ઊભા થઈને સન્માન કરવું. ૧૧૮. પંડિતોની સાથે મિત્રતા રાખવી. ૧૧૯. નવા નવા શાસ્ત્ર ભણવા ને અભ્યાસ કરવો. ૧૨૦. પુસ્તક ભણતી વખતે શુદ્ધિ તરફ વધારે ધ્યાન આપવું. ૧૨૧ પોતાના મુખથી પોતાની બડાઈ પ્રશંસા કરવી નહિ. ૧૨૨. બળના ગર્વમાં નિરુદ્યમ રહેવું નહિ ૧૨૩. કપટી માણસના આડંબરનો વિશ્વાસ કરવો નહિ. ૧૨૪. ગયેલી વસ્તુને યાદ કરી શોક કરવો નહિ. ૧૨૫. શત્રુ હોય તોપણ એના મરણ સમયે સ્મશાને જવું. ૧૨૬. શૂરવીર થઈ નિર્બલને દુઃખ આપવું નહિ. ૧૨૭. ઘણાં કષ્ટ પડવાથી કંટાળીને આત્મઘાત કરવો નહિ. ૧૨૮. હાંસી કરતાં કોઈનાં મર્મ બોલવા નહિ. ૧૨૯. હાંસી કરતાં કોઈના પર ક્રોધ કરવો નહિ. ૧૩૦. બે માણસ વિચાર કરતા હોય ત્યાં જવું નહિ. ૧૩૧. મુખ્ય માણસો ના કહે તે કામ કરવું નહિ. ૧૩૨. ખરાબ કામ કરીને ખુશી થવું નહિ. ૧૩૩. તપસ્યમાં ક્ષમા ધારણ કરવી. ૧૩૪. ભણેલા શાસ્ત્રને હમેશા સંભારતા રહેવું. ૧૩૫. પુરુષોએ રાત્રે દર્પણમાં જોવું નહિ. ૧૩૬. શયન, મૈથુન, નિદ્રા, આહાર એ સંધ્યા સમયે વર્જવા. ૧૩૭. રોટલો આપવો પણ ઓટલો આપવો નહિ ૧૩૮. બધાથી ઓળખાણ પિછાણ રાખવી. ૧૩૯. ભોજન કર્યા બાદ એક પ્રહર ન થાય ત્યા સુધી ફરીથી ભોજન કરવુ નહિ. બે પ્રહર થાય ત્યારે ફરીથી ભોજન કરી લેવું. બે પ્રહર થયા પછી ભૂખ્યા રહેવું નહિ. ૧૪૦. સ્ત્રીની પ્રશંસા એના મરણ બાદ કરવી. ૧૪૧. દેવ, ગુરુ અને રાજાની પાસે ખાલી હાથે જવું નહિ ૧૪૨. નિર્લજ્જ સ્ત્રી સાથે હાંસી મશ્કરી કરવી નહિ ૧૪૩. શુભ કામમાં વિલંબ કરવો નહિ. ૧૪૪. તડકામાંથી આવીને તરત પાણી પીવુ નહિ ૧૪૫ મધ્યરાત્રિએ ઊંચા અવાજથી મંત્રણાથી વાતો કરવી નહિ. ૧૪૬. ભોજનની વચમાં તથા અંતમાં પાણી પીવું. ૧૪૭. અજીર્ણ થયા

પછી એક બે ટંક ભોજન કરવું નહિ. ૧૪૮. ખુશીના સમયે દુઃખની વાતો છોડી દેવી. ૧૪૯. કોઈ ક્રોધના આવેશમાં કઠોર વચનો કહે તો ન્યાય માર્ગને છોડવો નહિ. ૧૫૦. માતા, પિતા, ગુરુ. શેઠ, સ્વામી અને રાજા, એમની નિંદા કરવી નહિ. ૧૫૧. મૂર્ખ, દુષ્ટ, અનાચારી, મલીન, ધર્મ નિંદક, અપ્રમાણિક, લોભી તથા ચોર એટલાની સોબત ક્યારે પણ કરવી નહિ. ૧૫૨. અજાણ્યા માણસની મોટાઈ કરવી નહિ. ૧૫૩. અજાણ્યા માણસને પોતાના ઘરમાં રાખવા નહિ. ૧૫૪. અજાણ્યા કુળ સાથે સગાઈ કરવી નહિ. ૧૫૫. અજાણ્યા માણસને નોકર રાખવો નહિ. ૧૫૬. પોતાનાથી મોટા પુરુષ ઉપર કોપ કરવો નહિ. ૧૫૭. ગુણવાન પુરુષની સાથે વાદવિવાદ કરવો નહિ. ૧૫૮, નિર્ધન અવસ્થા આવે તોપણ પ્રથમની સુખી અવસ્થા પ્રમાણે વર્તવા ઇચ્છે તે મૂર્ખ. ૧૫૯. પોતાની સ્રીનાં પોતાના મોઢે વખાણ કરે તે મૂર્ખ. ૧૬૦. પોતાના ગુણના વખાણ કરે તે મૂર્ખ. ૧૬૧. દેવું કરીને ધર્મ કરે તે મૂર્ખ. ૧૬૨. ઉધારે આપેલું ધન ન માગે તે મૂર્ખ. ૧૬૩. પોતાના કુટુંબ સાથે વિરોધ કરે તથા બીજાની સાથે પ્રીતિ કરે તે મૂર્ખ. ૧૬૪. ન્યાયથી ધન ઉપાર્જન કરવું. ૧૬૫. દેશની વિરુદ્ધ કોઈ કામ કરવું નહિ. ૧૬૬. રાજાના દુશ્મનોની સાથે સોબત કરવી નહિ ૧૬૭. ઘણા માણસો સાથે વિરોધ કરવો નહિ. ૧૬૮. સારા પાડોશીની પાસે રહેવું. ૧૬૯. બીજાના ધર્મની નિંદા કરવી નહિ. ૧૭૦. પોતાની પાસે રહેવા વાળાનું હીત કરવું. ૧૭૧. ખરાબ લખાણ લખવું નહિ. ૧૭૨. દેવગુરુની ભક્તિ કરવી. ૧૭૩. દિન તથા દુઃખીની બને ત્યાં સુધી સેવા કરવી. ૧૭૪. જે ભાગ્યમાં માંડયું હશે તે થશે, એવા ભરોસા ઉપર રહીને ઉદ્યમને છોડવો નહિ. ૧૭૫. ચોરીની વસ્તુ લેવી નહિ. ૧૭૬. સારી તથા નરસી વસ્તુને ભેગી કરીને વેચવી નહિ. ૧૭૭. આફત વેળામાંથી મુક્ત થવા માટે રાજાનો આશ્રય લેવો. ૧૭૮. તપસ્વીને, વૈદ્યને,

ગુપ્ત વાત જાણવાવાળાને, રસોઈ કરવાવાળાને, મંત્ર તંત્ર જાણવા-વાળાને, તથા મોટા પૂજનીય અને એકલાને કોપાવવા નહિ, ગુસ્સે કરવા નહિ. ૧૭૯. નીચની સેવા કરવી નહિ. ૧૮૦. વિશ્વાસઘાત કરવો નહિ ૧૮૧. સર્વ વસ્તુનો નાશ થાય તોપણ વચનપાલન અવશ્ય કરવું. ૧૮૨. ધર્મશાસ્ત્ર જાણવાવાળાની સાથે બેસતા રહેવું. ૧૮૩. કોઈની નિંદા કરવી નહિ. ૧૮૪. માર્ગમાં ચાલતાં ચાલતાં પાન ખાવું નહિ. ૧૮૫. આખી સોપારીને દાંતથી ભાંગવી નહિ. ૧૮૬. પોતાની વાત કહે, પોતાની વાત પર હસે, જેમ તેમ બોલે આ લોક અને પરલોક વિરુદ્ધ કામ કરે એ બધા મૂર્ખના ચિહ્ન છે- ૧૮૭ ઉપદ્રવના સ્થાન પર રહેવું નહિ ૧૮૮. આવક જોઈને ખર્ચ કરવો ૧૮૯ દ્રવ્યના અનુસારે વસ્ત્ર પહેરવા. ૧૯૦. લોકમાં નિંદાયેલું કામ કરવું નહિ. ૧૯૧. ખોટા તોલ, ખોટા માપ રાખવા નહિ. ૧૯૨. ઘરેણું અડાણે રાખ્યા વગર પૈસા ધીરવા નહિ.

---

## સોનેરી સુવાક્યો

### (૧) તપનો પ્રભાવ

૧ તપ એ મહાન ઉત્કૃષ્ટ ધર્મ છે સાથે ભાવનારૂપી જ્યોતિ ઝળહળતી હોય તો અતીવ ઉદ્યોતકારી બને.

૨. તપશ્ચર્યા, શ્રદ્ધાપૂર્વક અને જ્ઞાનમય ક્રિયાની સાથે કર્મની નિર્જરા એ કર્મક્ષય માટે છે.

૩. આ જીવને અનાદિ કાળથી જે આહારની સંજ્ઞા લાગેલી છે તેને ઘટાવવા માટે આયંબીલનું તપ એ અજોડ સાધન છે.

૪. જ્ઞાનરૂપી ઘોડાથી જોડાયેલો અને શ્રદ્ધારૂપી સારથીથી હંકાયેલો તપ, નિયમ અને સંયમરૂપી રથ નિર્વૃત્તિ નગરમાં લઈ જાય છે.

૫. વિગય રહિત આહાર શરીરમાં જવાથી મન, વચન અને કાયા પણ નિર્મળ અને પવિત્ર બને છે.

## (૨) જ્ઞાનનું મહત્ત્વ

૧. જ્ઞાન એ અંતરનું અજવાળું છે, હૃદયની રોશની છે, જીવનની ઝળહળતી જ્યોત છે. તેના ઉદ્યોત વિના કોઈ પણ વસ્તુ કે વિસ્તારવાળું કાંઈ પણ સ્વરૂપ જાણી શકાતું નથી. તેના પ્રકાશ વિના કોઈ પણ પ્રાણીને પદાર્થનો કંઈ પણ બોધ થઈ શકતો નથી. તેથી જ જ્ઞાનને ત્રીજું લોચન ને દ્વિતીય દિવાકર અને પ્રથમ પંક્તિનું ધન માનવામાં આવ્યું છે.

૨. જે જ્ઞાનથી એકાગ્રતા અને સમભાવ સધાય છે તે જ સાચું જ્ઞાન છે.

૩. જ્ઞાન અને વિવેક એ જ ખરી આંખ છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે.

૪. જ્ઞાન એ મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન છે. અને જગતનું લોચન છે.

## (૩) સદ્‌વર્તન

૧. આનંદી સ્વભાવ એ ઔષધીનું કામ કરે છે.

૨. સંયોગોને અનુકૂળ બનીને રહો. ઇચ્છાનો સંયમ તે મહાતપ છે.

૩. વચન બોલતાં પહેલાં બે વાર અને કામ કરતા પહેલાં ત્રણ વાર વિચાર કરવો.

૪. રોગીતા કર્મના અનુસારે સહાયો અને સાધનો ગળે છે.

૫. તે જ આરાધના છે કે જે જીવનના અંત સુધી રહેવાવાળી છે.

## (૪) નમસ્કાર મહામંત્રની આરાધના

૧. પરમેષ્ઠી નમસ્કાર એ ગુણાનુરાગનું પ્રતીક છે. એનાથી ગુણરાગ ન હોય તો જાગે છે અને હોય તો વધે છે.

૨. અંતરાત્માના ભાવને લાવનાર, તેને ટકાવનાર, વધાવનાર અને છેવટે પરમાત્મભાવ સુધી પહોંચાડનાર પરમેષ્ઠી નમસ્કાર છે.

૩ શ્રી પંચપરમેષ્ઠી નમસ્કાર એ સર્વ ધર્મ ક્રિયાઓનો પ્રાણ છે, નિષ્કર્ષ છે, સાર તત્ત્વ છે, જેમ કે ગોરસનો સાર માખણ છે.

૪. શ્રી નવકારના જાપથી અન્તરંગ આત્મશક્તિઓનો વિકાસ સાથે જગતના ભૌતિક પદાર્થો યથાયોગ્ય રૂપે મળે છે તેથી જ સર્વ-મંત્રમાં આ મંત્ર શિરોમણિ છે.

૫ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયે કોઈક વિરલ પુણ્યાત્મા જ શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ કરે છે. અને તેવા જાપને બળે નરક તિર્યંચ ગતિના દ્વાર સદાને માટે બંધ થઈ જાય છે.

[એક કુલીન પુત્રવધૂએ પોતાના ધર્મપિતા*ને દીપાવલીના આત્મિક રહસ્યને સમજાવતો લખેલો ધ્યાનપૂર્વક વાચવા લાયક પત્ર]

"પૂજ્ય પિતાશ્રી,

ભક્તિભાવ સાથે આપના પવિત્ર ચરણોમાં વારંવાર નમન.

આપની સરસ હુંફાળી સોડમાં ઉછરેલ વહાલી ધર્મપુત્રી આપના અત્યંત ઉજ્જવલ ગુણોનું અહર્નિશ રટણ કરીને અનેરો આનંદ મેળવે છે, પણ વર્ષની સમાપ્તિએ વ્યાપાર આદિના સરવૈયા–હિસાબની તપાસણી કરી જીવનની શક્તિઓના સાચા વિકાસની માપણી કરવાના શુભ ઉદ્દેશ્યથી દીવાળીના પવિત્ર દિવસોમાં આપની સમક્ષ મારાં દુઃખનાં રોદણા રડવાની દૃષ્ટિએ નહીં, પણ આપના પુનિત સ્મરણના પ્રતાપે જીવી રહેલ આપની ધર્મપુત્રી કેવા સંયોગોમાં હાલ છે, ને જરા જણાવી શકય હોય તો આપના...ને જરા કૃપાપૂર્ણ દૃષ્ટિથી પાવન કરો તો મારા જીવનનો બાગ ખીલી ઊઠે તે હેતુથી આપની પવિત્ર સેવામાં આ નમ્ર અરજી રજૂ કરું છું.

* ધર્મપિતા = પરમોપકારી શ્રી. તીર્થંકરદેવ

આશા નહીં પણ પૂર્ણ શ્રદ્ધા છે કે આપ જરૂર કૃપાદૃષ્ટિ કરશો જ."

"વહાલા ધર્મપિતા,

આપનાથી વિખુટા પડ્યાને અહોહો! કેટલાય જન્મ-જન્માન્તર વીતી ગયા.

આપ તો મને સાવ વીસરી જ ગયા લાગો છો. મને સાસરે વળાવ્યા પછી આપશ્રીએ તો આજ સુધી કોઈ દી મારી ખબર પણ કઢાવી નથી!

શું હું આપની પુત્રી નથી? આપના ખોળા ખૂંદીને મોટી થયેલી હું છું. વહાલ ભરેલા આપના હૈયાની કોમળ, મધુર લાગણીઓ મારા હૈયાના ખૂણે હજી પણ અણવિસરાયેલી પડી છે.

આપ મોટા માણસ છો, ઘણી ઘણી સાહ્યબીમાં મુજ ગરીબડીને ભૂલી જાઓ એ બનવા જોગ છે! પણ મુજ આંધળીને તો આપનું પવિત્ર નામ અને મધુરું સ્મરણ જ હાલના મારા વિષમ દહાડામાં પરમાધાર સ્વરૂપ છે

મારી અહીં શી દશા છે, એ આપનાથી કંઈ અજાણ્યું નહીં હોય! તે છતાં આપે આજ સુધી મારી ખબર પણ નથી કઢાવી તેથી એમ માનું છું કે આપ મને ખરેખર વીસરી ગયા છો!

પણ વહાલા પિતાની આગળ દીકરી પોતાની વાત રજૂ ન કરે તો ક્યાં કરે? માટે કૃપા કરીને જરા સાવધાન બનીને મારી વિગત સાંભળો.

અહીંનું દુઃખ હવે તો મારાથી સહન નથી થતું; એટલે જ આપની આગળ ખોળો પાથરી ધા નાંખું છું.

મારી સાસુ (માયા) અને નણંદ (તૃષ્ણા) મને બહુ જ સતાવે છે!

મારો દીયર (મોહ) ઘણો જ ચંચળ પ્રકૃતિનો છે, ને છતાં મારા મનને કોણ જાણે બહુ વહાલો લાગે છે, તેના તરફથી મને અને મારા શિરછત્ર.. ને ઘણું વેઠવું પડે છે. તે છતાં હું તેમના સહવાસને છોડી શકતી નથી?

છેવટે તેનો (મારા દીયરનો) છોકરો મને અનેક રીતે સતાવી કાયર કરી મૂકે છે.

મારો જેઠ (કામ) અને તેનો દીકરો (લોભ) બંને હલકા સ્વભાવના છે વાતે વાતે મેલી વાતો અને ખરાબ વર્તનો દ્વારા મને સતાવવામાં બાકી નથી રાખતા!

અને તેમાં વળી અધૂરામાં પૂરું થવાની જેમ મારી જેઠાણી (ઇચ્છા) પોતાની હલકી અને બૂરી દાનતોને પૂરી કરવા પોતાના ધણી (કામ) અને દીકરા (લોભ)ને મારી વિરુદ્ધ ઉશ્કેરવામાં બાકી નથી રાખતી!

એટલે પછી ગરજે ગધેડાને બાપ કહેવો પડે તેની જેમ ના છૂટકે મારા ઘરનાં બધા નોકરોમાં સાવ હલકા સ્વભાવના એક નોકર (ક્રોધ)ની મદદ લેવી પડે છે.

તે નોકર મારી સાથે મારી વાતોમાં હા છે પાડે અને ઘરના માણસો સાથે મારી વિરુદ્ધ કારવાઈમાં પણ ભાગ લે છે. આવો મદારીના ડુગડુગિયાની જેમ બે તરફ ઢોલકી વગાડી છેવટે મને તે દુઃખી જ વધારે કરી મૂકે છે કેટલીક વાર તો મને આકરો માર પણ મારે છે.

અને મારા આર્યપુત્ર (ધણી)ની વાત કહેતાં તો આર્યસ્ત્રી તરીકે મનમાં શરમના શેરડા પડે છે, તે છતાં દિલનું દર્દ પિતા આગળ ખુલ્લી રીતે ન જણાવું કોને જણાવું? એટલે પિતાજી! મારી એ કર્મકથની હું આપને જણાવુ છું.

મારા જીવાત્મા પોતાના લંગોટિયા ભાઈબંધ (મનજીભાઈ)ના ચાળે એવા ચઢી ગયા છે કે શી ખબર! કેવા કેવા ભયંકર

સંજોગોમાં તેઓ સપડાઈ જશે! તેની કલ્પના પણ મને ઘણી વાર કમકમાટી ઉપજાવે છે!

મારા સ્વામીનાથ (જીવાત્મા) ભાઈબંધ (મનજીભાઈ) ના બહેકાવેલા મારી તરફ ઊંચી નજરે જોતા પણ નથી!

પોતાના જીવનનિર્વાહ કે ભવિષ્યના પ્રશ્નને ઉજળું બનાવનારા ઘણા સારા ધંધાઓમાં જરા પણ ધ્યાન આપતા નથી. બેકારની માફક જ્યાં ત્યાં ભટકયા કરે છે! એક સામાન્ય નોકરી (તપ કરવાની) જેનાથી સુંદર અતુટ નફો જ મળે છે તેમાં પૂરતું ધ્યાન નથી આપતા!

જ્યાં ત્યાં ભાઈબંધ (મનજી)ના રાગરીતોની મહેફિલમાં પાગલની જેમ ભટકયા કરે છે! હવે તો તેઓ પોતાનું ગુજરાન કેમ ચલાવશે? એ વિકટ પ્રશ્ન મને બહુ જ મૂંઝવે છે. ટૂંકમાં કહું તો મારી સાસુ (માયા)ના નચાવ્યા નાચે છે, પણ મુજ ગરીબડીની વાત કાને નથી ધરતા

પરમ કૃપાળુ! આપે તો મારી ખબર લેવા (કાઢવા) મારા ભાઈ (સુખ અને સંતોષ)ને પણ કદી મોકલ્યા નહીં! અને મારી બહેન (શાન્તિ)ને પણ કયારેય મોકલી નહીં.

ફક્ત એક મારી વહાલી સહીયર (ભક્તિ) મને સમયે સમયે સાંત્વન આપે છે!

મારો વહાલો દીકરો (ભાવ) મને બહુ વહાલો છે, પણ તે હજી અબોધ છે, બહુ નાની ઉંમર છે. તે છતાં તેની આશાએ-ભરોસે જ હું જીવી રહી છું.

મારા ઘરમાં એક ગાડી (વૈરાગ્ય) પણ છે. પણ તેના બંને પૈડાં (જ્ઞાન અને ક્રિયા) કોણ જાણે ક્યાંય પડયા હશે?

તેમાં બેસીને (જ્ઞાનના) બગીચામાં ઘૂમવા જવાની મારી ઘણી ઉમેદ છે.

સ્વામીનાથને ઘણી વાર વિનવું છું, પણ ઘરના બીજા બધા (માયા, મોહ, લોભ, કામ, ઈચ્છા વગેરે) મારી અદેખાઈ કરે છે, તેથી મારી વાત અદ્ધર ઊડી જાય છે.

મારા (જ્ઞાનના) બગીચામાં એક સુંદર ફૂલ (પશ્ચાત્તાપ) ક્યારેક ઉગી નીકળે છે. તે આજે મારા અંતરના ઉમળકા સાથે આપના પુનિત ચરણોમાં માથું નમાવી ભાવપૂર્વક ચઢાવું છું.

ધર્મપિતા! મારી આ કર્મકથની વાંચી હવે તો મારી ખબર કાઢો. માત્ર આપ ત્યાંથી મારા સ્વામીનાથ પર રહેમ નજર કે વાત્સલ્ય પૂર્ણ દૃષ્ટિ ફેંકશો એટલે—એમ તો મારા સ્વામીનાથ ખાનદાન છે—જરૂર આપની વહાલી દીકરીનો સંસાર સુધરી જશે!

શું મારી મોટી ફઈબા (કરુણા) અને માશીબા (કૃપા) આપની પાસે મારી દાદ લઈને નથી આવતાં?

હવે તો હું આપના દર્શનની પણ તરસી થઈ છું. આપના ચરણોમાં માથું નમાવી અંતરના ભાવની શુદ્ધિ કરવા સાથે મારા સ્વામીનાથના વતી હું માફી માગું છું અને મારા જીવનના ઉદ્ધાર માટે ખોળો પાથરું છું.

પુત્રીના દૈવાની પીડ પિતા વિના બીજું કોણ પારખી શકે?

લિ૦
દરઘડી આપનું રટણ કરતી,
આપની વહાલી,
દીકરી (ચેતના)ના
પાયલાગણુ.'



# પ્રશ્નોત્તરી



૧ પ્રશ્ન—જૈન કોને કહેવાય ?

ઉત્તર—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માને તે જૈન કહેવાય.

૨ પ્રશ્ન—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા શી છે ?

ઉત્તર—'ज्ञानक्रियाभ्यां मोक्षः'—આ સૂત્રથી સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાનો જીવનમાં આદર કરવો તે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે.

૩ પ્રશ્ન—જ્ઞાન કોને કહેવાય ?

ઉત્તર—આત્માની મુક્તિ અર્થે જિવાજિવાદિક તત્ત્વપદાર્થોનો બોધ પ્રાપ્ત કરવો, તેને જ્ઞાન કહેવાય છે.

૪ પ્રશ્ન—અભ્યાસીને આ જ્ઞાન કેટલા પ્રકારે હોઈ શકે છે ?

ઉત્તર—શ્રુત, ચિત્ અને સ્પર્શ અથવા વિષય-
.સ, આત્મપરિણુતિમત્ અને તત્ત્વસંવેદન—એમ ત્રણ
હોઈ શકે છે.

૫ પ્રશ્ન—શ્રુતાદિ જ્ઞાન કોને કહેવાય છે?

ઉત્તર—શબ્દાર્થ જાણવા પૂરતું જ્ઞાન શ્રુત અથવા
તિભાસ કહેવાય છે. અમુક જાણવા લાયક છે, અમુક
કરવા લાયક છે અને અમુક સેવવા લાયક છે, એવો
કરનાર પૂર્વાપર વિચાર-ચિન્તવન-મનનશીલ એવું
ાન તે ચિત્ અથવા આત્મપરિણુતિમત્ કહેવાય છે.
વર્તનમાં ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરાવનારું તથા
ર કરવા લાયકનું સેવન કરાવનારું—અર્થાત્ જાણ્યા
ુ શુભ વર્તાવ કરાવનારું જ્ઞાન સ્પર્શ અથવા તત્ત્વ-
ન જ્ઞાન કહેવાય છે.

૬ પ્રશ્ન—આવાં જ્ઞાન કોને કોને હોય છે?

ઉત્તર—શ્રુત અથવા વિષયપ્રતિભાસ નાના-મિથ્યાદૃષ્ટિને
હોય છે, ચિત્ અથવા આત્મપરિણુતિમત્ જ્ઞાન સમ્ય-
ને હોય છે અને સ્પર્શ અથવા તત્ત્વસંવેદન જ્ઞાન
તેવંતને હોય છે.

૭ પ્રશ્ન—મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ કોને કહેવાય?

ઉત્તર—સ્વ આગ્રહે કે અલ્પજ્ઞોના આગ્રહે ચાલનારો
યાદૃષ્ટિ છે અને નિશ્ચિત સર્વજ્ઞોના વચને ચાલનારો
ગ્દૃષ્ટિ છે. જે સુદેવને કુદેવ અને કુદેવને સુદેવ, સુગુ-
કુગુરુ અને કુગુરુને સુગુરુ, સુધર્મને કુધર્મ અને

કુધર્મને સુધર્મ, એવી વિપરીત દૃષ્ટિ–માન્યતાવાળો હોય તે પણ મિથ્યાદૃષ્ટિ અને યથાર્થ સત્ય દૃષ્ટિ–માન્યતાવાળો હોય તે સમ્યગ્દૃષ્ટિ છે, એ ભૂલવું જોઈએ નહિ. તેનું બીજું નામ શુદ્ધ શ્રદ્ધા છે.

૮ પ્રશ્ન—શ્રદ્ધા વિનાનાં જ્ઞાન કે ત્યાગ ઈષ્ટ છે કે અનિષ્ટ ?

ઉત્તર—અનિષ્ટ છે. શ્રદ્ધા વિનાનું જ્ઞાન અજ્ઞાન કોટિનું બની જાય છે અને એનાથી ઘણાં નુકશાન પણ થાય છે. શ્રદ્ધા વિનાનો ત્યાગ પણ એ જ પ્રકારે પોતાને અને પરને માટે અનુપકારક બની જાય છે,

૯ પ્રશ્ન—જ્ઞાન ચેતનનો ગુણ છે કે જડનો ?

ઉત્તર—જ્ઞાન ચેતનનો ગુણ છે, પણ જડ નથી.

૧૦ પ્રશ્ન—જ્ઞાનપ્રકાશ કેટલા પ્રકારના છે અને એમાં કયા પ્રકારના જ્ઞાનથી આત્માની સંપૂર્ણતા પ્રગટ થાય છે ?

ઉત્તર—જ્ઞાનપ્રકાશ મતિજ્ઞાન, શ્રતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન અને કેવલજ્ઞાન; એમ પાંચ પ્રકારનાં છે. આત્મા જ્યારે કેવલજ્ઞાન પ્રગટ કરે છે, ત્યારે તેની સંપૂર્ણતા આવી જાય છે.

૧૧ પ્રશ્ન—એકલું જ્ઞાન ભણીએ તો ન ચાલે ?

ઉત્તર—ના. '**ज्ञानस्य फलं विरतिः**'—એ સૂત્રથી જાણ્યા પ્રમાણે અમલ થાય, તો જ તે જ્ઞાન સફલ થાય. ક્રિયા વિના પેટ પણ ભરાતું નથી, તો ક્રિયા વિના મોક્ષ ક્યાંથી જ થાય ?

૧૨ પ્રશ્ન—મોક્ષને માટે મનુષ્યે શું ક્રિયા કરવી જોઈએ ?

ઉત્તર—સંસારનો મોહ જો છોડી શકાય, તો તે છોડી દઈને સર્વવિરતિની ક્રિયા કરવા જોઈએ. જો તે ન છોડી શકાય, તો ત્યાગની ભાવના રાખીને દેશવિરતિની ક્રિયા કરવી જોઈએ.

૧૩ પ્રશ્ન—દેશવિરતિની ક્રિયા કરવી એટલે શું ?

ઉત્તર—ગૃહસ્થજીવનમાં શુદ્ધ શ્રદ્ધા, વ્રત, નિયમની પોષક ક્રિયાઓ કરવી, તે દેશવિરતિની ક્રિયાઓ કહેવાય છે.

૧૪ પ્રશ્ન—શ્રદ્ધા અથવા સમ્યક્ત્વપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—શ્રી જિનપૂજા, ગુરુવંદન, વ્યાખ્યાનશ્રવણ, તત્ત્વજ્ઞાનાભ્યાસ, સુપાત્ર દાન, સાધર્મિક સેવા–ભક્તિ, શાસનપ્રભાવના, તીર્થયાત્રા, સંઘરક્ષા આદિ ક્રિયાઓ સમ્યક્ત્વ અથવા શુદ્ધ શ્રદ્ધાગુણની દીપક અને પોષક ક્રિયાઓ છે.

૧૫ પ્રશ્ન—ગૃહસ્થની ચારિત્રપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—અભક્ષ્ય ત્યાગ કરવાં, અહિંસાદિ વ્રત ગ્રહણ કરવાં, સંતોષ ધારણ કરવો, પાપવ્યાપારો ન સેવવા, નાટક-સીનેમાદિ મોજશોખ છોડી દેવા, સામાયિક કરવાં, સાંજ-સવાર પ્રતિક્રમણ કરવાં, તપશ્ચર્યાઓ સેવવી, પૌષધ–પ્રતિમા વગેરે અનુષ્ઠાનો ગૃહસ્થના દેશચારિત્રની દીપક તથા પોષક ક્રિયાઓ છે

૧૬ પ્રશ્ન—સર્વવિરતિ, દેશાવરતિ અથવા સમ્યક્ત્વની ક્રિયા કરવી તે શું ધર્મ છે ?

ઉત્તર—હા. પાપથી બચાવી કર્મરોગને દૂર કરનારી અને પરિણામે અનન્ત આત્મિક સુખને આપનારી એ ક્રિયાઓ કરવાની શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞા હોવાથી ધર્મ છે.

૧૭ પ્રશ્ન—ધર્મ એટલે શું ?

ઉત્તર—ધૃ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ બનેલો છે. તેનો અર્થ ધારણ કરવું તે છે. જે આત્માને દુર્ગતિમાં પડતા બચાવે અને સદ્‌ગતિમાં સ્થાપન કરે, તે ધર્મ કહેવાય છે.

૧૮ પ્રશ્ન—ધર્મનું સ્વરૂપ શું છે ?

ઉત્તર—સંસારના જીવ માત્રને પોતાના આત્મા સમાન ગણી કોઈની કશીએ હિંસા કરવી નહિ, જીવનને સંયમી બનાવવું અને બાહ્ય-અભ્યંતર તપશ્ચર્યા કરવી, તેને સૂત્રકારોએ ધર્મ કહેલો છે.

૧૯ પ્રશ્ન—શું આત્માને પુનર્જન્મ છે ?

ઉત્તર—હા.

૨૦ પ્રશ્ન—એની શી સાબીતી ?

ઉત્તર—દરેક પ્રાણીના જીવનમાં તેના પૂર્વજન્મોના સંસ્કારોની છાયા કામ કરતી જોઈ શકાય છે. એથી જ ક્યાંક અતર્કિત પ્રેમ તો ક્યાંક અતર્કિત દ્વેષ અનુભવવામાં આવે છે, ક્યાંક સહજ આવડત તો ક્યાંક ઠોઠિયાપણું પણ જોવામાં આવે છે, ક્યાંક સામે ચાલી આવતો લાભ તો

ક્યાંક ઉપરથી આવી પડતી ધાડ પણ દેખાય છે અને ક્યાંક ભારેભાર રોગ તો ક્યાંક સહજ આરોગ્ય પણ દૃષ્ટિગોચર થાય છે, એજ, એની સાબીતી છે. અત્યારના કાળમાં પણ કેટલાકોને તો પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થયાના દાખલા અખબારોના પાને નોંધાયેલા પડ્યા છે.

૨૧ પ્રશ્ન—ત્યારે શું આ પુનર્જન્મો અને પુનર્મરણોની ઘટમાળ એ જ સંસાર કે ?

ઉત્તર—હા.

૨૨ પ્રશ્ન—આ પુનર્જન્મો વગેરેનો અંત ક્યાં છે વારુ ?

ઉત્તર—મોક્ષમાં.

૨૩ પ્રશ્ન—આ પુનર્જન્મો વગેરેનું નિયત સર્જન શાથી થતું હશે ?

ઉત્તર—જીવનાં પોતાનાં કર્મોથી.

૨૪ પ્રશ્ન—લોકો તો કહે છે ને કે ઈશ્વર બધું જગત કરે છે ?

ઉત્તર—ના, ભાઈ ના. ઈશ્વર તો જે રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાનતા આદિ દોષોથી મુક્ત, શુદ્ધ, કર્મરહિત, વીતરાગ સર્વજ્ઞ બને છે તે થાય છે. તેઓ જગતને કરતા નથી કે કોઈને સ્વર્ગમાં કે નરકમાં મોકલતા નથી. તેઓ તો સંસાર અને મોક્ષનું સાચું તત્ત્વજ્ઞાન બતાવે છે

૨૫ પ્રશ્ન—ત્યારે જગતની તમામ ચિત્રવિચિત્રતાના હેતુરૂપ કર્મો કેટલાં છે ?

ઉત્તર—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય મૂલ આઠ છે, એના ઉત્તરભેદો બીજા અનેક છે.

૨૬ પ્રશ્ન—જીવને કર્મરહિત થવાનો ઉપાય શો ?

ઉત્તર—સદ્ધર્મ–'सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः ।'

૨૭ પ્રશ્ન—જીવનમાં ધર્મની જરૂર કેટલી છે ?

ઉત્તર—શ્વાસ કરતાં પણ જીવનમાં ધર્મની જરૂર અધિકતર છે.

૨૮ પ્રશ્ન—તેનું કારણ શું ?

ઉત્તર—આપણને સુખ જોઇએ છે અને દુઃખ નથી જોઇતું તે છે

૨૯ પ્રશ્ન—સુખ કોનું ફલ છે અને દુઃખ કોનું ફલ છે ?

ઉત્તર—સુખ ધર્મથી મળે છે. દુઃખ અધર્મથી મળે છે.

૩૦ પ્રશ્ન—'પોતાને રૂચે તે ધર્મ' એમ માનીએ તો ન ચાલે ?

ઉત્તર—ના. જેમ પોતાને ગમે તે દવા નહિ, કિન્તુ વૈદ્ય આપે તે અથવા આયુર્વેદે કહી હોય તે દવા, તેમ આપણી મતિકલ્પનાએ ધર્મ નથી, કિન્તુ પ્રભુઆજ્ઞાથી હોય તે ધર્મ છે.

૩૧ પ્રશ્ન—ધર્મ તો આત્મસ્વભાવ છે ને ? ક્રિયાને ધર્મ કેમ કહો છો ?

ઉત્તર—આત્મસ્વભાવની સાધક ક્રિયા હોવાથી તે પણ ધર્મ કહેવાય છે. વરસાદ વગેરે સાધન વિના જેમ અન્ન પાકે નહિ, તેમ શાસ્ત્રોકત ક્રિયા વિના આત્મસ્વભાવ પણ સિદ્ધ થાય નહિ.

૩૨ પ્રશ્ન—ક્રિયામાં ભાવના જોઇએ કે નહિ ?

ઉત્તર—અવશ્ય જોઈએ.

૩૩ પ્રશ્ન—જૈનદર્શનમાં ભાવનાને બરાબર સ્થાન નથી, એ વાત ખરી છે ?

ઉત્તર—ખોટી છે.

૩૪ પ્રશ્ન—કેમ ?

ઉત્તર—જૈનદર્શને જેવી ભાવનાઓ ઉપદેશી છે, તેવી બીજા કોઈ દર્શને ઉપદેશી નથી.

૩૫ પ્રશ્ન—જૈન સિદ્ધાન્તમાં કયી ભાવનાઓ ફરમાવી છે ?

ઉત્તર—'મૈત્રી' આદિ ૪ તથા 'અનિત્યતા'દિ ૧૨–એમ અનેક ભાવનાઓ પ્રબોધી છે.

૩૬ પ્રશ્ન—ઉપદેશકો ક્રિયા ઉપર જેટલો ભાર મૂકે છે તેટલો ભાર ભાવના ઉપર કેમ નથી મૂકતા ?

ઉત્તર—ભાવના ઉપર પણ ભાર તો મુકાય જ છે, પરન્તુ ક્રિયાવિહિન ભાવના મૂગાના મનોરથ કિંવા પાંગળાના પાંગરણ સમી હોવાથી, ક્રિયામાં આળસુ થતા જીવોને ક્રિયાનો ઉપદેશ મુખ્ય આપવો આવશ્યક છે.

૩૭ પ્રશ્ન—ભાવના ન આવતી હોય તો ક્રિયા ન જ કરવી, એ શું ખોટું છે ?

ઉત્તર—હા, એ તદ્દન ખોટું જ છે. ભાવના વિન પણ નિશાળે જવાય છે, નોકરી વગેરે કરાય છે, તો પછ ર્મક્રિયા તો સુતરાં કરવી જોઇએ.

૩૮ પ્રશ્ન—પણ ઇચ્છા વિના કરવાથી ફાયદો શો

ઉત્તર—ઇચ્છા વિના નિશાળે જતાં જેમ પંડિત થવાય છે અને દવા લેતાં નીરોગી થવાય છે, તેમ શુભ ક્રિયા કરતાં સદ્ગતિ પ્રાપ્ત થાય છે, મન વગેરે જીતાય છે અને આત્મા નિર્મળ બને છે.

૩૯ પ્રશ્ન—ઠીક, તેમાં સમજણ તો હોવી જોઈએ ને ?

ઉત્તર—સમજણ જોઈએ એમાં ના નહિ, પણ પૂરી સમજણ વિના 'થાય જ નહિ' એવું જો માનો તો જગતમાં કાંઈ થઈ શકશે જ નહિ.

૪૦ પ્રશ્ન—યોગ્ય સમજણ-ભાવના આવે શી રીતિએ ?

ઉત્તર—અભ્યાસે જેમ આવડત આવે છે અને દુકાન ઉઘાડી હોય તો જેમ ગ્રાહક આવે છે, તેમ હમેશાં ક્રિયા કરતાં કરતાં યોગ્ય શ્રવણ-વિચાર કરવાથી સમજણ-ભાવના ઘણું જ આવી મળે છે.

૪૧ પ્રશ્ન—મને તો અધ્યાત્મવાદ ઠીક ગમે છે.

ઉત્તર—કેમ, શાથી ?

૪૨ પ્રશ્ન—ક્રિયા કર્યા વિના, આત્મામાં કેવળ ભાવના ભાવી લેવાથી મોક્ષે જવાય તેથી.

ઉત્તર—ત્યારે તો તમે અધ્યાત્મ વસ્તુને સમજ્યા જ જણાતા નથી.

૪૩ પ્રશ્ન—આપ સમજાવો, અધ્યાત્મ કોને કહેવાય ? ખરું અધ્યાત્મ શું છે ?

ઉત્તર—મહામહોપાધ્યાય શ્રી **યશોવિજય મહારાજ** સ્વરચિત **અધ્યાત્મસાર** પૃ. ૮/૧ માં વદે છે કે-

"गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा, तदध्यात्मं जगुर्जिनाः ॥५॥"

**ભાવાર્થ**—'ગયો છે મોહાધિકાર જેઓનો, તેવાઓની આત્માને ઉદ્દેશી જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે, તેને શ્રી જિનેશ્વર ભગવાનોએ **અધ્યાત્મ** કહ્યું છે.'

એટલે કે, મિથ્યાત્વાદિ મોહાધિકાર તજી દેવામાં આવે, ભોગાશંસા અને યથેચ્છ પ્રવૃત્યાદિ દોષો ટાળવામાં આવે, મૈત્ર્યાદિ શુભ ભાવનાથી અંતઃકરણ ભાવિત કરવામાં આવે અને આત્મશુદ્ધિના લક્ષ્યથી સર્વજ્ઞ પ્રભુના વચનાનુસાર વ્રત, નિયમપાલન, દેવ-ગુરુ વન્દન, આવશ્યક તપોનુષ્ઠાન, દાનાદિક સત્ **ક્રિયાઓ** બરાબર સેવવામાં આવે, તે જ ખરું અધ્યાત્મ છે. કોરી કલ્પી લીધેલી ભાવના કાંઈ અધ્યાત્મ નથી.

૪૪ પ્રશ્ન—આથી તો એમ ઠરે છે કે, ક્રિયાવાદ વિનાનો અધ્યાત્મવાદ નર્યો અસત્ય વાદ જ છે.

ઉત્તર—હા એમ જ છે. દેહની ક્રિયાઓમાં ગળાડૂબ રહે, ખાવા, પીવા, સૂવા, બેસવા, પહેરવા તથા હરવા-ફરવા માટે ખાસ ઈલાયદાં ઉમદાંમાં ઉમદાં ભોજન વગેરે સાધનો જોઈએ અને આવશ્યક ક્રિયાઓને શુષ્ક-બિનજરૂરી માની છોડી દે, શ્રી જિનાજ્ઞામાં કહ્યું હોય તે ન કરે, ન કહ્યું હોય

તે કરવાની ધૂન લગાવે અને સ્વાધ્યાય-ધ્યાનનો કેવલ આડંબર કરે, તે અધ્યાત્મવાદ નથી, કિન્તુ આપગડંતવાદ અથવા મહા મિથ્યાત્વ મોહવાદના ઉછાળા માત્ર જ છે.

૪૫ પ્રશ્ન—આત્મા પોતે જ દેવ છે, પોતે જ ગુરુ છે, પોતે જ જ્ઞાનાદિ સ્વરૂપ છે, તો પછી બીજા દેવ વગેરે શા માટે ભજવા ?

ઉત્તર—જો આત્મા પોતે જ દેવ વગેરે છે, એમ માનીને દેવ વગેરેને ન ભજવા હોય, તો તેણે રમા-રામા પણ શા માટે ભજવાં જોઈએ ? જે દેવ વગેરે સ્વરૂપ હોય છે, તે રમા-રામા ભજનારા તો નથી જ હોતા.

૪૬ પ્રશ્ન—એ તો દેહ ભોગવે છે, આત્મા ભોગવતો નથી-એમ માનીશું ?

ઉત્તર—દેહને ચૂંટી ખણાય, કાંટો વાગે, અંગારા બાળે, વેપારમાં નુકશાન જાય, દીકરો મરી જાય ઇત્યાદિ થાય, ત્યારે એમ માનો છો કે નહિ તેની કસોટી થાય.

૪૭ પ્રશ્ન—ત્યારે તો અમારો આત્મા 'ઓ બાપ રે' જ બોલે ?

ઉત્તર—તો પછી નાહક ખોટી ધૂન લગાવી આત્માને શા માટે છેતરો છો ? આત્મા પોતે જ જો દેવ વગેરે સ્વરૂપ છે, તો પછી એણે પોતાનું તે શુદ્ધ સ્વરૂપ, કે જે અત્યારે કર્મરજથી મલિન થયેલું છે, તેને નિર્મલ બનાવવા માટે રમા-રામાની અને પુદ્ગલસુખની ક્રિયાઓ છોડી દેવી જોઈએ તથા ખાસ કરીને દેવ વગેરેએ ફરમાવેલી શુદ્ધ ક્રિયાઓ સેવવી જોઈએ.

૪૮ પ્રશ્ન—"જૈનમત તો આત્મા કર્ત્તા નથી, ભોક્તા નથી' એમ કહે છે ને?

ઉત્તર—ના. જૈન મત તો આત્માને સ્વકર્મ વગેરેના કર્તાદિ માને જ છે. 'આત્મા કર્તા વગેરે નથી', એમ એકાન્તે કહેનારો જૈનમત નથી, કિન્તુ સાંખ્યાદિ મત છે અને તે મિથ્યાત્વ છે.

૪૯ પ્રશ્ન-તો પછી આત્માની નિર્લેપ ભાવના શી રીતિએ ભાવવી?

ઉત્તર—નિર્લેપ ભાવના ભાવવા માટે, 'પુદ્ગલભાવથી હું પર છું, માટે તેનો હું કરવૈયો કે કારવૈયો કે ટેકો આપનારો ન જ હોવો જોઈએ', એમ ચિંતવી પુદ્ગલ-ભાવની ક્રિયાઓ ઉપરથી 'અહં-મમનો' આસક્તિભાવ ત્યજી દેવો જોઈએ. જ્યારે આસક્તિભાવથી કરાતી પુદ્ગલભાવની ક્રિયાઓ મૂકી દેવાય અથવા તેના હર્ષ-શોકાદિની લાગણી પણ મનમાં લાવ્યા વિના તેનાથી પર બની જવાય અને સ્વભાવ અથવા આત્મભાવની ક્રિયાઓમાં આત્મભાવે આરૂઢ થવાય, ત્યારે સાચી નિર્લેપ ભાવના ભવાય.

૫૦ પ્રશ્ન—ભગવાનની પૂજા કરવી તે શું સ્વભાવ ક્રિયા છે?

ઉત્તર—હા. ભગવાન શુદ્ધ આત્મસ્વરૂપમાં અવિચલ થયા છે, આપણે તેવા થવા માટેના અર્થી છીએ, માટે તેમની પૂજા કરવી એ સ્વભાવસાધક ક્રિયા હોઈ સ્વભાવ ક્રિયા જ છે.

૫૧. પ્રશ્ન—નિમિત્ત તો આત્માને કાંઈ કરી નથી ને ?

ઉત્તર—એ માન્યતા એકાન્તે સત્ય નથી. વી આત્માને નિમિત્ત ભલે કાંઈ કરી શકતું ન હોય, સરાગી આત્માને તો તે પોતાની શુભાશુભ અસર ઉ છે એમાં શંકા નથી.

૫૨. પ્રશ્ન—નિમિત્તયોગે કોઈને લાભ કે નુક થયાના દાખલા બતાવશો ?

ઉત્તર—એક યુવાન હૃષ્ટપુષ્ટ આખલાને વૃદ્ધ થઈ ગયેલો જોઈને, તેના નિમિત્તથી કરકંડુ રાજા આત્સ પામી પ્રત્યેક બુદ્ધ થયા, એ જ પ્રમાણે કંકણના નિમિત વૃક્ષના નિમિત્તથી અને ઇન્દ્ર ધનુષ્યની ક્ષણિક ઋદ્ધિ નિમિત્તથી તે સમયે નમિરાજા આદિ બીજા પણ પ્રત્યેકબુદ્ધો થયાના દાખલા જગત્પ્રસિદ્ધ છે. વેશ્યા આદિ નિમિત્તથી શ્રી નંદિષેણ મુનિ આદિ પતન પામ્યાના દાખ પણ પ્રસિદ્ધ છે. અરે, ઝેર વગેરેના નિમિત્ત અકાળે મ પામી જતા અને રસાયણ આદિ નિમિત્તથી બચી જતા દાખલા પણ પ્રત્યક્ષ જોવાય છે. દારૂ, જુગાર, ચોરી વગે નિમિત્તોથી ખુવાર થઈ જતા અને સત્સંગ વગેરે સા નિમિત્તોથી ઉગરી જતા માણસોને પણ આજે આપણે જો શકીએ છીએ.

૫૩. પ્રશ્ન—આજે કેટલાકો નિશ્ચયદૃષ્ટિને આગળ

ઉત્તર—તે તદ્દન ગેરવ્યાજબી છે. તેઓ પોતે સ્વાધ્યાય-મંદિરો, આશ્રમો, માનસ્તંભો દેરાસરો બંધાવે છે, પ્રતિષ્ઠાઓ; વ્યાખ્યાનો, પ્રાર્થના, પાઠો કરે-કરાવે છે; વ્રત-નિયમો ઉચ્ચરાવે છે; ફાવતી સેંકડો ક્રિયાઓ કરે છે અને ન ફાવતી છોડી દે છે. આ દશામાં શુદ્ધ નિમિત્ત વ્યવહારક્રિયાનો આદર કરવાને બદલે અપલાપ કરવો, તે નિશ્ચયદષ્ટિના નામે રમાતો દંભ છે. એથી માણસ નથી તો શુદ્ધ વ્યવહાર સાધતો કે નથી તો શુદ્ધ નિશ્ચય સાધતો.

૫૪ પ્રશ્ન—સંસારમાં નિમિત્તનો આશ્રય કર્યા વિના શું વ્યવહાર ન થઈ શકે ?

ઉત્તર—ના, નથી જ થઈ શકતો એ પ્રત્યક્ષ છે. નિમિત્ત વગેરેનો અપલાપ કરનારાઓને પણ ઉપર બતાવી ગયા તેમ પોતાની જમાતમાં બીજાઓને ખેંચવા માટે અનેક પ્રકારના નિમિત્તવ્યવહારોનો આશ્રય કરવો જ પડે છે. જો તે કાંઈ કરી શકતાં નથી, તો તેને શા માટે સેવવાં જોઈએ? અગર પોતાને જે અનુકૂળ ઇષ્ટ સાધનો લાગ્યાં હોય, તે મૂકીને પ્રતિકૂળ અનિષ્ટ સાધનોને પણ તેઓ શા માટે સેવતા નથી?

૫૫ પ્રશ્ન—ત્યારે શુદ્ધ નિશ્ચયદષ્ટિના ખપી જીવોએ કયી રીતે વર્તવું જોઈએ ?

ઉત્તર—પૂજ્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજના વચન અનુસાર, આત્માની શુદ્ધ નિશ્ચયદષ્ટિને હૃદયમાં જાગૃત રાખીને, તેને સાધનારા સકલ શુદ્ધ વ્યવહારને સાપેક્ષપણે યથાશક્ય સાધવા, પરન્તુ શ્રદ્ધાવાન આત્માએ

તે એકેયનો અપલાપ કરવો જોઈએ નહિ. આ રહ્યું તેમનું એ વચન—"નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજે, પાળીજે વ્યવહારોજી."

૫૬ પ્રશ્ન—આત્મવિકાસના પ્રેમી જનોએ શુભ નિમિત્તવ્યવહારોને વર્જવા જોઈએ નહિ એ વાત સત્ય છે, તો હવે મૂર્તિપૂજાને સાબીત કરનારી સૂત્રસાક્ષીઓનાં થોડાં નામો બતાવશો ?

ઉત્તર—જરૂર. જુઓ, શ્રી આચારાંગમાં બીજા શ્રુતસ્કંધ નિર્યુક્તિમાં, સૂત્રકૃતાંગસૂત્રમાં, ઠાણાંગસૂત્રમાં, સમવાયાંગસૂત્રમાં, ભગવતીસૂત્રમાં, જ્ઞાતાસૂત્રમાં, ઉપાસકદશાંગસૂત્રમાં, પ્રશ્નવ્યાકરણસૂત્રમાં, ઉવવાઈસૂત્રમાં, રાયપસેણીસૂત્રમાં, જીવાભિગમસૂત્રમાં, જંબૂદ્વિપપ્રજ્ઞપ્તિસૂત્રમાં, અનુત્તરોપપાતિકસૂત્રમાં, ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્રમાં, સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્રમાં, નિરયાવલિકાસૂત્રમાં, કપ્પવડિસિયાસૂત્રમાં, પુષ્પચૂલિકાસૂત્રમાં, વહ્નિદશાસૂત્રમાં, દશવૈકાલિકસૂત્રમાં, ઉત્તરાધ્યયનસૂત્રમાં, અનુયોગદ્વારસૂત્રમાં, વ્યવહારસૂત્રમાં, અન્તકૃતદશા, બૃહત્કલ્પ, નિશીથચૂર્ણિ, આવશ્યકસૂત્ર, દશાશ્રુતસ્કન્ધ, નન્દીસૂત્ર આદિ કેઈ સૂત્ર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા સર્વમાં ભગવત્પ્રતિમા-પૂજા વગેરેના અધિકાર કથન કરેલા મૌજુદ છે.

૫૭ પ્રશ્ન—ભગવાનની મૂર્તિ જડ છે, એ જડપૂજાથી શું લાભ ?

ઉત્તર—પોતાના બાપનો ભાસ કરાવનાર બાપના ફોટાની જેમ ભગવાનની મૂર્તિ ભગવાનનો ભાસ કરાવે છે. એને જડ જ માનવી તે પોતાની જ નરી જડતા સૂચવે છે. જડ એવાં

પણુ ચિંતામણિ, શંખ આદિની પૂજાથી પણ જો ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે, તો પછી ભગવત્પ્રતિમાના પૂજનથી અનિષ્ટની આત્યંતિક નિવૃત્તિ અને ઇષ્ટની એકાન્તિક પ્રાપ્તિ થાય છે એમાં શંકાને સ્થાન જ નથી.

૫૮ પ્રશ્ન—મૂર્તિને નહિ માનનારા સુધારકો છે એમ નથી લાગતું ?

ઉત્તર—ખોટું અથવા ખરાબ હોય તે બદલીને સાચુ અથવા સારું ગ્રહણ કરે તેનું નામ સુધારક કહેવાય. મૂર્તિને નહિ માનનારા પુસ્તકને માને છે, પાટને માને છે, ગોખલાને માને છે, સુરધનાદિ ગોત્રજોને માને છે, છતાં સનાતન ભગવદ્મૂર્તિનો વિરોધ કરવો તે સુધારકપણું નથી, પરન્તુ સ્વ-પર આત્માને બગાડવાપણું જ છે.

૫૯ પ્રશ્ન—પથ્થરની ગાય જેમ દૂધ આપતી નથી તેમ પથ્થરની મૂર્તિ મોક્ષ આપી શકતી નથી, તેમ કહે છે, એનું શું ?

ઉત્તર—હા, તો પછી જેમ ગાયનું નામ લેવાથી પણ મોઢામાં દૂધ નથી આવતું, તેમ ભગવાનનું નામ લેવાથી પણ તમારો મોક્ષ નહિ થાય, તો પછી જેમ સ્થાપનાને નથી માનતા, તેમ ભગવાનના નામને પણ તમારે માનવું જોઈએ નહિ.

૬૦ પ્રશ્ન—ત્યારે શું પ્રજાનું માનસ જ મૂર્તિપૂજાને અનુકૂળ છે ?

ઉત્તર—હા, એમ જ છે. જો તમે એની પાસેથી સત્ય મૂર્તિપૂજા મુકાવી દેશો તો તે અસત્ય મૂર્તિપૂજાને વળગી

પડશે. કોઈ ને કોઈ રૂપમાં પ્રજા મૂર્તિપૂજા તો કરવાની જ છે. તો પછી પ્રશમરસવાહી, નિર્વિકાર, શુદ્ધ જિનમૂર્તિ પૂજામાં જ તેણે શા માટે ન માનવું જોઈએ ?

૬૧ પ્રશ્ન—કેટલાકો પ્રાચીન અને અર્વાચીન પૂજા-પદ્ધતિમાં ફેરફાર બતાવે છે, તે શું સાચો છે ?

ઉત્તર—લખનારની એ સમજફેર હોઈ ખોટો છે. ઈતિહાસને નામે ડાર્વિનની વાંદરાંમાંથી મનુષ્યો થયાની જેવી શોધ છે, તેવી એ લેખકની શોધ પ્રમાણિક માની શકાય તેવી નથી.

૬૨ પ્રશ્ન—નિત્ય પ્રક્ષાલપૂજાને બદલે લેખકની કલ્પનાનુસાર જો આજે પ્રભુજી આગળ ખાલી પાણીનો લોટો ધરી દેવાનું અનુસરાય, તો કેસર-સુખડ અને ગોઠીઓ વગેરેનો ઘણો બોજો ઓછો થઈ જાય, એ ખરું ને ?

ઉત્તર—તો પછી લેખકની કલ્પનાનુસાર મંદિરોને ગામ-નગરમાંથી વિદાય કરી દઈ જંગલમાં પધરાવી દેવાથી અને ત્યાંથી પણ ઉપાડી લઈ, પૂજનેચ્છુકના હૃદયમાં સ્થાપી દેવાથી બધો જ બોજો કમી થઈ જશે ! કરવું છે એમ ?

૬૩ પ્રશ્ન—ના, ના, એમ તો થઈ શકે નહિ.

ઉત્તર—ત્યારે, તમે કહો છો તેમ પણ થઈ શકે નહિ. માણસ આજે ખાન, પાન, પહેરવેષ, સભ્યતા, ભણતર, હુન્નર ઉદ્યોગ સર્વમાં આગળ વધી રહ્યો છે; એ જો સહ્ય છે, તો ભાવિક આત્મા પૂર્વાચાર્યોની વિધિ અનુસાર નિત્ય પૂજા-ભક્તિ કરતો રહે, તેમાં તમોને નડતર ક્યાં આવે છે ?

૬૪ પ્રશ્ન—ગોઠીઓ વગેરે ખર્ચનું નડતર આવે છે.

ઉત્તર—એ તો જૂ થાય છે એટલે કપડું ફેંકી દેવા જેવી તમે વાત કરો છો. માણસ લગ્ન કરે છે, એમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે, પ્રજા ઉત્પન્ન થતાં તેને પાળેવા પોષવા, ભણાવવા, ધંધે લગાડવા, એકબીજાના હિત-હક્કોનું રક્ષણ કરવા, યાવત્ રાજતંત્ર વગેરે સુધીની અનેક પ્રકારની ઉપાધિઓ ઉભી થાય છે, આ કારણથી એ સર્વેને મીટાવી દેવાની જો આજે કોઈ વાત કરે, તો તે ગાંડામાં જ ખપે, માટે ખર્ચાના નડતરને દૂર કરવા માટે જાતે સેવાભક્તિ કરવાનો લોકોને ઉપદેશ આપો. કિન્તુ નિત્ય પ્રક્ષાલપૂજાની શાસ્ત્રીય પ્રણાલી ઉપર કુઠારાઘાત કરવાની જરૂર નથી.

૬૫ પ્રશ્ન—પંચોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પ્રાચીન છે અને અષ્ટોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પછીના સમયના છે એમ કહે છે, એ વાત ખરી છે?

ઉત્તર—ના, એમ કહેવું તે પણ એ લેખકનું એક સાહસ માત્ર છે. શ્રી મહાનિશીથ, પંચાશકજી, યોગશાસ્ત્ર આદિ શાસ્ત્રપાઠો અને ટીકા વગેરેનું જો એ લેખકે સર્વાંગ અવલોકન કર્યું હોત, તો કોઈને 'કૂટ' અને કોઈને 'કલ્પિત' તથા કોઈને 'અર્વાચીન સમયના ગતાનુગતિક' વગેરે લખવાનું કિંવા પોતાની મતલબનું લઈને બીજું છુપાવવાનું તથા અર્થો મરડવાનુ દુઃસાહસ તેઓ કદી કરી શકયા ન જ હોત.

૬૬ પ્રશ્ન—તો પછી કોઈ પંચોપચારી, કોઈ અષ્ટો-પચારી, કોઈ સર્વોપચારી, કોઈ નિત્ય કે કોઈ પ્રાસંગિક

પૂજા કરે, એમાં શાસ્ત્રવિધિથી મને તો કશો જ વાંધો દેખાતો નથી

ઉત્તર—તમારી આ સમજ તદ્દન બરાબર છે. દૂધપાકનું ભોજન જેની શક્તિ અને રૂચિ હોય તે ભલેને નિત્ય કરે; એમાં નિષેધનેં સ્થાન રહેતું જ નથી. એ પ્રમાણે શાસ્ત્રોમાં પ્રાચીન કાળથી નિત્ય પ્રક્ષાલપૂજાની વિધિ પણ સ્પષ્ટ દીવા જેવી છે.

૬૭ પ્રશ્ન—પરન્તુ આથી અમોને ભગવાનનું અરિહંતસ્વરૂપ તો દેખાતું જ નથી. કોઈ તો લખે છે કે, 'રાજ્ય કરતી યુવતી'નું સ્વરૂપ દેખાય છે, તેનું શું ?

ઉત્તર—'યુવતી' શબ્દ લખનારની આંખે કમળો થયો જણાય છે. હયાના ભયંકર દુર્ભાવ વિના આવા શબ્દો શ્રી વીતરાગદેવની પ્રતિમા માટે લખાય નહિ. આવું લખનાર કે બોલનારને ભવાંતરમાં જીભ કે હાથ તો ન મળે, પરન્તુ મહા દુર્લભબોધિપણું મળે એ ભૂલવું જોઈએ નહિ. ભગવાનની પૂજા જ ભગવાનની રાજ્યાવસ્થા અંગે છે, તથાપિ એ પૂજામાં શ્રી વીતરાગદેવની મૂર્તિ તો તદવસ્થ જ રહે છે; અને શાસ્ત્રકારોએ શ્રી વીતરાગદેવની જુદી જુદી અવસ્થાની ભાવનાઓ કેવી રીતિએ ચિંતવવી તેનો વિવેક દર્શાવેલો જ છે. ગમે તેવા હાર, મુકુટ, આંગી, પાખર પહેરાવેલાં હોય, પરન્તુ દર્શન કરનાર આબાલસ્ત્રીગોપાલવૃદ્ધને પૂછો કે, 'કોનાં દર્શન કર્યાં ?' તો સૌ શ્રી જિનેશ્વર ભગવાનનાં જ દર્શન કર્યાનું કહે છે. 'રાજાનાં દર્શન કર્યાનું'

કોઈ કહેતું નથી. એ તો એવા અતિપંડિતોનો જ એક ભ્રમ માત્ર છે.

૬૮ પ્રશ્ન—પ્રભુપૂજામાં હિંસાનો દોષ થાય છે ખરો ?

ઉત્તર—અર્થ-કામના હેતુ માટે કરાતી ક્રિયા હિંસાવાળી છે. શાસ્ત્રવિધિથી આત્મકલ્યાણ માટે પ્રભુપૂજા કરાય તેમાં હિંસાનો દોષ થતો નથી.

૬૯ પ્રશ્ન—'પુષ્પ પાંખડી જ્યાં દુભાય, ત્યાં નહિ શ્રી જીનવરની આણ'—એમ કહ્યું છે ને ?

ઉત્તર—આ વાક્ય કોઈ પૂર્વાચાર્ય મહર્ષિનું નથી, પણ રાજકોટ વવાણિયા ગામના રહીશ મર્હૂમ ગૃહસ્થ કવિ શ્રી રાજચંદ્રનું છે. તેનો પણ જો આપણે સિદ્ધાન્ત-શૈલીથી વિચાર કરીએ, તો એનો અર્થ એ છે કે, 'સ્વશરીર ઉપભોગમાં, મોજશોખ આદિમાં, એક પુષ્પ-પાંખડીને પણ તમે દુભાવો, ત્યાં પ્રભુની આજ્ઞા નથી.' પ્રભુપૂજામાં તો પુષ્પાદિ ચઢાવવાની પ્રભુઆજ્ઞા છે જ. કારણ કે, પ્રભુપૂજામાં ચઢતા પુષ્પોના જીવોને તો ઊલટું અભયદાન મળે છે અને તેના ઉપર ભવ્યતાની નિયમા છાપ પડે છે.

૭૦ પ્રશ્ન—કવિ રાજચંદ્રજી મૂર્તિપૂજામાં માનતા હતા ?

ઉત્તર—હા. તેમણે પોતાના એક પત્રમાં તે સિદ્ધ પણ કરી છે. (જુઓ 'શ્રીમદ્ રાજચંદ્ર' બીજી આવૃત્તિ, પૃ. ૧૪૩, વર્ષ ૨૦, પત્રાંક ૨૦) તેમાં તેમણે એક મૂર્તિ માનનારો અને બીજો નહિ માનનારો; એ બે પક્ષો ગ્રહણ કરીને ઘણી જ સ્પષ્ટ ભાષામાં લખ્યું છે કે—

"પ્રથમ પક્ષ સત્ય છે, એટલે કે જિન પ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અનુભવ-યોક્ત અને અનુભવમાં લેવા યોગ્ય છે."

એ જ પત્રમા તેઓ આગળ લખે છે કે–

"પાંચ પ્રકારનાં પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરું છઉં."

આગળ પણ તેઓ જણાવે છે કે, "પ્રથમ પ્રતિમા નહિ માનતો અને હવે માનું છઉં. તેમાં કાંઈ પક્ષપાતી કારણ નથી પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખું છઉં."

આ પ્રમાણે પ્રભુપૂજાને સિદ્ધ માનનારા અને સાબીત કરનારા કવિ શ્રી રાજચંદ્રે પ્રભુપૂજામાં પુષ્પાદિના વિરોધ માટે ઉપરનું વાક્ય લખ્યું હોય કે માન્યું હોય એમ કહેવું, તે તો તેમની સ્વીકારેલી વૃત્તિ અને પ્રવૃત્તિને ઘોર અન્યાય કરવા બરાબર છે.

૭૧ પ્રશ્ન—આજકાલ દેખાદેખીથી હજારો અને એથી વધીને લાખ્ખો પુષ્પોની આંગી થાય છે, તે ગમે તેવાં વાસી પણ આવે છે, પછી જમીન ઉપર દેખાવનાં તે પથરાય છે અને તેનો કચ્ચરઘાણેય થાય છે, તેને આપ ઉચિત માનો છો કે અનુચિત?

ઉત્તર—જેટલી વિવેક અને જયણાની ખામી છે તેટલું અનુચિત તો છે જ. આજે મુંબઈ જેવા શહેરોમાં દિવસ ઉગ્યા પહેલાં વહેલી પ્રક્ષાલ પૂજાઓ વગેરે થઈ જાય અને દહેરાસરોમાં ઇલેક્ટ્રિકોના સગવડભર્યા ભપકા-થાય, એ સઘળુંય અનિચ્છનીય છે.

૭૨ પ્રશ્ન—કેટલાકો તરફથી શ્રીમદ્‌ને ગુરુદેવ માન-વા ાં આવે છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર તો કેમ જ કહેવાય? તેમણે દીક્ષા ગ્રહણ કરેલી નહોતી. તેઓ ક્ષયના આજારમાં ગૃહસ્થપણે જ અવસાન પામ્યા હતા. ગુરુઓ કોણ કહેવાય છે, તે જણાવવા માટે કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે** પોતાના **યોગશાસ્ત્રના** બીજા પ્રકાશમાં લખ્યું છે કે—

"महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥८॥"

ભાવાર્થ—'જે પંચમહાવ્રતધારી હોય, તેના પાલન-માં ધીર હોય, શુદ્ધ ભીક્ષાવૃત્તિથી ભોજનાદિ મેળવતા હોય, હમેશા સાવદ્ય ત્યાગની પ્રતિજ્ઞારૂપ સામાયિકના ઉપયોગમાં રહેલા હોય અને ઉપદેશ ધર્મનો જ આપતા હોય,' તે ગુરુદેવ કહેવાય છે.'

૭૩ પ્રશ્ન—ગાંધીજી જેવા શ્રીમદને ગુરુદેવ માનતા હતા, તે શું ખોટું છે?

ઉત્તર—હા, તે ખોટું છે. શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજીએ પોતે જ તેનો ઇન્કાર કર્યો છે. 'શ્રીમદ્ રાજચંદ્ર' (ત્રીજી આવૃત્તિ) નામના પુસ્તકમાં તેમણે પોતાની સહીથી 'પ્રાસ્તાવિક બે બોલ' લખેલા છે, તેમાં વાંચો-તેમના શબ્દો આ રહ્યા—

**"એમ છતાં મેં એમને મારા ધર્મગુરુ નથી માન્યા."** (શ્રી રા. તૃ આ. પૃ. ૩)

૭૪ પ્રશ્ન—પ્રભુને ઓળખાવે તે પ્રભુ કરતાં પણ મોટો ઉપકારી ગણાય ને?

ઉત્તર—ના. પ્રભુનાં વચનોથી પ્રભુને ઓળખાવી શકાય

છે. આત્માનું, કર્મનું અને મોક્ષમાર્ગનું જ્ઞાન પણ તેમના વચનોથી જ યથાર્થ આપી શકાય છે. મોટા ઉપકારી તો પ્રભુ શ્રી અરિહંત ભગવાન જ છે. બીજાઓ તો માત્ર તેનો અનુવાદ જ કરનારા છે. તેઓ તેમના વચનનો ઉપદેશ આપી ઉપકારકર્તા ભલે બને, તથાપિ તેમને અનુક્રમે શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મહારાજ કરતાં મોટા ઉપકારી તો ન જ માની શકાય.

૭૫ પ્રશ્ન—પ્રભુએ દયા, દાન ફરમાવ્યાં છે, તે અપાત્રને કરવાથી પાપ લાગે; એમ કેટલાકોનું કહેવું છે, તે બરાબર છે ?

ઉત્તર—બરાબર નથી. પ્રભુએ વર્ષિદાનો આપ્યાં છે. ભગવાન શ્રી મહાવીરદેવે ગોશાળાને, શ્રી પાર્શ્વનાથ પ્રભુએ સર્પને, શ્રી નેમિનાથ પ્રભુએ પશુઓને અને શ્રી શાંતિનાથ ભગવાનના જીવે પારેવાને બચાવ્યા પણ છે. પાત્રમાં ભક્તિથી અને અપાત્રમાં અનુકંપાથી દયા, દાન આચરવાની પ્રભુની આજ્ઞા છે. તેને લોપવા તે પ્રભુની આજ્ઞા લોપવા બરોબર છે.

૭૬ પ્રશ્ન--બિલાડીથી ઉંદર બચાવતાં, બિલાડીને અંતરાય કરી દુઃખ ઉપજાવ્યું ન કહેવાય ?

ઉત્તર—ના. રોગીને દવાના કારણે ભૂખ્યો રાખવામાં જેમ વૈદ્ય વગેરેને અંતરાય કર્યાનો કે દુઃખ ઉપજાવ્યાનો ગુનો લાગતો નથી, તેમ એક હિંસક પ્રાણીને બીજા પ્રાણીની હિંસા કરતો અટકાવવામાં અંતરાય કે દુઃખોપાર્જનનો દોષ લાગતો નથી. બચાવવાની ભાવનામાં તો તે બન્ને પ્રત્યે શુભ તત્ત્વ જ સમાયેલું છે.

૭૭ પ્રશ્ન—અપાત્ર કોણ કહેવાય છે અને પાત્ર કોને કહેવાય છે?

ઉત્તર—જ્ઞાનગ્રહણ અને ક્રિયાપાલનની દૃષ્ટિએ શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણ વિનાનો અપાત્ર અને તેની શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણવાળો પાત્ર કહેવાય છે.

૭૮ પ્રશ્ન—અણુવ્રતી સંઘના સ્થાપક કોણ છે?

ઉત્તર—અણુવ્રતી અને મહાવ્રતી સંઘના પણ સ્થાપક ખુદ શ્રી જિનેશ્વર ભગવાન છે.

૭૯ પ્રશ્ન—સમ્યક્ત્વ વિના અણુવ્રતી સંઘ હોઈ શકે?

ઉત્તર—ના, ન જ હોઈ શકે.

૮૦ પ્રશ્ન—આજે દયા-દાનનો લોપ કરનારા કેટલાકો અણુવ્રત આંદોલન ચલાવે છે, તે માનવા યોગ્ય છે કે?

ઉત્તર—ના. બિલકુલ નહિ; કારણ કે એ એમની પોતાની રીતનો લોકોને પોતાના પંથમાં ખેંચવા માટેનો નવીન ઢબનો એક છલ માત્ર છે.

૮૧ પ્રશ્ન—શ્રીયુત ગાંધીજીની અહિંસાને જૈન ધર્મની અહિંસા તરીકે માની શકાય?

ઉત્તર—ના, કારણ કે તેમની અહિંસા માત્ર અમુક મનુષ્યોના ભૌતિક સુખો માટેની છે, જ્યારે જૈન ધર્મની અહિંસા જગતના પ્રાણીમાત્રના રક્ષણપૂર્વક આત્મીય મોક્ષ મેળવવા માટે ત્યાગ અને તપશ્ચર્યાની છે.

૮૨ પ્રશ્ન—માણસને જે સૂઝે તે સત્ય ગણાય કે સત્ય હોય તે સત્ય ગણાય?

ઉત્તર—વાસ્તવિક જે સત્ય હોય તે જ સત્ય ગણાય.

૮૩ પ્રશ્ન—સત્ય એ જ પરમેશ્વર છે કે પરમેશ્વર કોઈ જુદું તત્ત્વ છે ?

ઉત્તર—પરમેશ્વર એ સિદ્ધબુદ્ધ થયેલ સ્વતંત્ર તત્ત્વ છે અને સત્ય તો પરમેશ્વરે બતાવેલું વસ્તુનું સ્વરૂપ છે.

૮૪ પ્રશ્ન—એક માણસ જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરે છે, પણ તેમાં શ્રદ્ધા કે જિનોક્ત આજ્ઞાનુસાર વિચાર ધરાવતો નથી, બલકે વિરુદ્ધ વિચારો ધરાવે છે, તો તે પસંદ કરવા યોગ્ય છે કે નહિ ?

ઉત્તર—ના. એવો માણસ પ્રાયઃ ક્રિયા કરનારો હોય જ નહિ. એમ છતાં જો કોઈ તેમ કરતો હોય, તો તે દંભથી કરનારો હોવો જોઈએ. દંભથી ક્રિયા કરનાર માટે પૂ. ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજી મહારાજા 'અધ્યાત્મસાર'** પૃ. ૧૬/૨ માં સાફ સાફ શબ્દોમાં શીખામણ આપે છે કે—

"दम्भेन व्रतमास्थाय यो वाञ्छति परं पदम्।
लोहनावं समारुह्य सोऽब्धेः पारं यियासति ॥५६॥"

**ભાવાર્થ**—'દંભથી વ્રત ધારણ કરીને જે મોક્ષે જવા ઈચ્છે છે, તે લોઢાના નાવમાં બેસીને સમુદ્રની સામી પાર જવા ઇચ્છે છે.' મતલબ કે, જેમ લોહનાવથી સમુદ્ર ન તરાય, તેમ દંભક્રિયાથી સંસારસાગર પણ ન જ તરાય.

અજ્ઞાનતાથી જો કદાચ એ ક્રિયા કરનારો હોય, તો તેણે કદાગ્રહી નહિ બનતાં ગુરુગમથી પોતાના વિચારો સુધારી શ્રદ્ધાપૂર્વક ક્રિયા કરનારા બનવું હિતાવહ છે.

૮૫ પ્રશ્ન—એક માણસ શ્રી જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરી શકતો નથી, પણ શ્રદ્ધા અને વિચારો આજ્ઞાનુસાર ધરાવે છે, વિરુદ્ધ વિચારોનો સામનો પણ કરે છે, તો તે પસંદ કરવા યોગ્ય છે ?

ઉત્તર—હા. પરંતુ આવા માણુસે ક્રિયાકાંડમાં જો પ્રમાદ થતો હોય, તો તે ટાળવા કમ્મર કસવી અને શક્તિ હોય તો તે ન ગોપવવી, એ વધુ હિતાવહ છે.

૮૬ પ્રશ્ન—એક માણસ પોતાની રીતિએ પ્રાર્થના કરે છે, ધ્યાન કરે છે, અહિંસા વગેરે પાળે છે અને ઉપદેશ પણ કરે છે, તો તે પ્રમાણભૂત ગણાય કે નહિ ?

ઉત્તર—ના. જે કાંઈ કરાય તે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર હોવુ જોઈએ, તદનુસાર જે ન હોય તે પ્રમાણભૂત ગણાય નહિ.

૮૭ પ્રશ્ન—'અવિધિનો ભય રાખીને કાંઈ કરવું જ નહિ', એ બરાબર છે ?

ઉત્તર—'અવિધિનો ભય રાખીને કાંઈ કરવું જ નહિ, એ બરાબર નથી જૂ વગેરેના ભયથી જેમ કપડાં વગેરેનો ત્યાગ કરાતો નથી. તેમ અવિધિ આદિનો ભય રાખીને શુભ ક્રિયાઓ વગેરે પણ મૂકી દેવાય નહિ, પરન્તુ વિધિનો ખપ રાખીને જ્યાં માલુમ પડે ત્યાં અવિધિ છોડતા જવું.. છતાં જો અવિધિ થઈ જાય તો તેનો મનમાં પશ્ચાત્તાપ કરવો અને પાપભીરુતા રાખી કરતા જવું, એ બરાબર આરાધકપણાનું લક્ષણ છે.

૮૮ પ્રશ્ન—વેપારીની જેમ ગુરુઓ પણ જો જુદું જુદું કહેનારા હોય, તો વિધિ-અવિધિનો નિર્ણય શી રીતિએ કરવો ?

ઉત્તર—ખપી ગ્રાહક જોઈતા માલનો જેમ અભ્યાસી બને છે, બધી બજારોમાં રીતસર તપાસ કરે છે, ખાસ અનુભવીઓની સલાહ લે છે અને બુદ્ધિથી વિચાર કરે છે, તેમ આમાં પણ તમારે એવા અભ્યાસી બનવું જોઈએ. આમ કરવાથી વિધિ-અવિધિનો નિર્ણય આ કાળમાં પણ તમોને થઈ શકશે, એ લગભગ નિઃસંદેહ છે.

૮૯ પ્રશ્ન—જ્ઞાનદ્રવ્યનો વ્યવહારિક કેળવણીમાં ઉપયોગ થઈ શકે ખરો ?

ઉત્તર—ના. તેનો ઉપયોગ આગમો લખાવવામાં, સાધુ-સાધ્વીને ભણાવવામાં, આગમોનું પ્રકાશન કરવામાં અને સંઘના જ્ઞાનભંડારો માટે સારાં પુસ્તકો લેવામાં થઈ શકે, પરન્તુ સંસારની વ્યવહારિક કેળવણી વગેરેમાં, સ્કૂલ-કોલેજોમાં, છોકરાઓને ફી, સ્કોલરશિપો કે ચોપડીઓ અપાવવા કરવામાં જ્ઞાનદ્રવ્યનો ઉપયોગ થઈ શકે નહિ.

૯૦ પ્રશ્ન—ઉપધાનની માળા, સુપન, ઘોડિયાં-પારણાં, આરતી, પૂજા વગેરે દેવદ્રવ્યનો ઉપયોગ કેળવણીમાં, સીઝાતા સાધર્મિકોદ્ધારમાં કે પુસ્તક લખાવવા કિંવા છપાવવામાં કરી શકાય ?

ઉત્તર—ના. દેવદ્રવ્યનો ઉપયોગ સ્થાનિક અથવા અસ્થાનિક જિર્ણોદ્ધાર વગેરે આવશ્યકતા અનુસાર શ્રી જિન અને જિન મંદિરને લગતા વિષયમાં જ યથાયોગ્ય

કરી શકાય. તે સિવાય કેળવણીમાં, સીઝાતા સાધર્મિકોદ્
માં કે પુસ્તક લખાવવા કિંવા છપાવવા કરવામાં દેવદ્રવ્ય
ઉપયોગ કરી શકાય નહિ.

૯૧ પ્રશ્ન—આજકાલ સંઘોને સાધારણના ખાડા
છે, તેને પહોંચી વળવા માટે દેવદ્રવ્યને સાધારણમાં ફે
શકાય કે નહિ ?

ઉત્તર—ના. ન ફેરવી શકાય. કોઈ ભોગભૂખ્યો મ
પોતાની માને ઊંરીનું નામ આપી ભોગવવા ઇચ્છે તે
જેવું એ મહા પાપકાર્ય છે. સાધારણના ખર્ચાઓ
જો વહીવટદારો અને સ્થાનિક સંઘો યોગ્ય ધ્યાન આપે
સાધારણ ઊપજની બીજી ઘટિત યોજનાઓ યોજે, અ
ન પહોચી શકાતા ખર્ચાઓ કરવા બંધ કરી દે,
સાધારણના ખર્ચાઓના નામે દેવદ્રવ્યને અભડાવવાની કિ
એની આવકોને ફેરવવાની કે એના ઉપર અઘટિત બ
નાખવાની કશી જ જરૂર રહે નહિ.

૯૨ પ્રશ્ન--બોલી બોલનારની ઇચ્છાનુસાર દ્ર
વિનિયોગ કરી શકાય કે નહિ ?

ઉત્તર--ના, બોલી બોલવી કે ન બોલવી તે
બોલનાર સ્વતંત્ર છે, પરન્તુ તેના વિનિયોગ માટે એ
અન્ય કોઈપણ સ્વતંત્ર નથી. એ તો જે ખાતે બોલી
હોય તે ખાતે જ જઈ શકે. એમાં કોઈની ઇચ્છા કે
રિવાજ પ્રધાન બની શકતી નથી. શાસ્ત્રની વિધિ જ
પ્રધાન છે.

સૂર્યકિરણ અવલંબને અષ્ટાપદ જે વંદે,
તાપસ દેખી ચકિત થયા ગૌતમ ગુણ આનંદે. ૧૪

અષ્ટાપદની યાત્રા કરી ગૌતમ ધરે ઉલ્લાસ,
ચૈત્ય વંદી વીતરાગના ઉત્તરાધ્યયન વિલાસ. ૧૫

પાછા વળતાં પ્રતિબોધિયાં તાપસ પનરશે ત્રણ,
અઠ્ઠમ છઠ્ઠ ને ચારના બેઠા જુથમાં ત્રણ. ૧૬

ગૌતમ વહોરી લાવિયા મીઠી અમૃત ખીર,
ખીરમાં અંગુઠો ધરિયો ગૌતમ લબ્ધિભંડાર,
પનરસે ત્રણને પારણું કરાવ્યું તેની વાર. ૧૭-૧૮

પહેલા સમોવસરણ દેખતા બીજા સમોવસરણ માંય,
ત્રીજા પ્રભુને દેખીને કેવલજ્ઞાની થાય. ૧૯

બેઠી કેવલી પરિષદા ગૌતમ મન ઉદાસ,
ભગવતીસૂત્રે ભાખ્યું છે આગળ ઘણા સમાસ. ૨૦

ભવ અનંત સાથે રહ્યા એ છે વળાઈની રીત,
તુલ્ય હોશો આ ભવ થકી ગૌતમ મન પ્રતીત. ૨૧

મોક્ષ પધાર્યા શ્રી વીરજી ગૌતમ કેવલજ્ઞાન,
બાર વર્ષ સુધી વિચર્યા હોતા પદ નિર્વાણ. ૨૨

નામે નવ સિદ્ધિ સંપજે પૂજાથી જાય દુઃખ,
એકાગ્ર રીતે ધ્યાવતા પામે મોક્ષનું સુખ. ૨૩

ગૌ-કામધેનુ ત-તરુ મ-મણિ-રત્ન જાણુ.
અર્થ અક્ષર ત્રણે તણો ચતુર કરજો જાણુ. ૨૪

જન્મ સફલ માનું સદા પભણું ગૌતમ નામ,
વારંવાર કરું વિનંતિ દેજો અવિચલ ઠામ. ૨૫

### કલશ

મ ગુણ ગાયા, સુખ પાયા. હર્ષ હૃદયે અતિ ઘણો,
ભૂતિ-નંદન, જગતવંદન, ગૌતમ નામ નિત્ય ભણો;
લ બહુતેર, તીર્થ ઓસિયે, જ્યેષ્ઠ શુકલ એકાદશી,
ર્શન પાયો, 'ગ-વર' ગાયો, પ્રભુ સૂર્તિ હૃદય વસી.

## પ્રકીર્ણ: છંદો, મહામંત્ર, મંત્રો વગેરે

### શ્રી. સરસ્વતીનો છંદ

રગરગ ભારત-ભક્તિ, દેશસેવની સઘળી શક્તિ,
ડા નોબત મંગલ યશની, પ્રભુભક્તિનાં પૂર વર્ષથી,
ગુરુધર્મભક્તિ દિલ ધરતી, શ્રી શારદાની કૃપા વર્ષતી,
તા અમૃત ઝ્હેણુ ઉચ્ચરતી, નવલે વર્ષે કરો પ્રભુભક્તિ.

---

### શ્રી. આત્મરક્ષા નવકારમંત્રનો છંદ

પરમેષ્ઠિ નમસ્કારં સારં નવપદાત્મકં,
આત્મરક્ષાકરં વજ્ર-પંજરાભં સ્મરામ્યહં. ૧
નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં,
ૐ નમો સવ્વસિદ્ધાણં, મુખે મુખપટાંબરં. ૨
નમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની,
ૐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયોર્દ્રઢં. ૩
નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે,
એસો પંચ નમુક્કારો શિલા વજ્રમયી તલે. ૪

-સવ્વપાવપ્પણાસણો, વપ્રો વજ્રમયો બહિઃ
મંગલાણં ચ સવ્વેસિં, ખાદીરંગાર–ખાતિકા. ૫

સ્વાહાન્તં ચ પદં જ્ઞેયં, પઢમં હવઈ મંગલં,
વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે. ૬

મહાપ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની,
પરમેષ્ઠિપદોદ્ભૂતા, કથિતા પૂર્વસૂરિભિઃ. ૭

યશ્ચૈનાં કુરુતે રક્ષાં, પરમેષ્ઠિ પદૈઃ સદા,
તસ્ય ન સ્યાદ્ ભયં વ્યાધિ રાધિશ્ચાપિ કદાચન. ૮

## શ્રી. ઘંટાકર્ણનો મહામંત્ર

ૐ ઘંટાકર્ણો મહાવીરઃ, સર્વવ્યાધિવિનાશકઃ,
વિસ્ફોટકભયપ્રાપ્તે, રક્ષ રક્ષ મહાબલઃ ૧

-યત્ર ત્વં તિષ્ઠસે દેવ! લિખિતોઽક્ષરપંક્તિભિઃ,
રોગાસ્તત્ર પ્રણશ્યન્તિ, વાતપિત્તકફોદ્ભવાઃ ૨

તત્ર રાજભયં નાસ્તિ, યાન્તિ કર્ણેજપાઃ ક્ષયમ્,
શાકિની ભૂતવેતાલા, રાક્ષસાઃ પ્રભવન્તિ ન. ૩

-નાકાલે મરણં તસ્ય, ન ચ સર્પેણ દશ્યતે,
અગ્નિ ચૌરભયં ન સ્તિ, હ્રીં ઘંટાકર્ણો નમોસ્તુ તે.
ઠઃ ઠ ઠઃ સ્વાહા. ૪

## સરસ્વતી (વિદ્યા) મંત્ર

ૐ હ્રીં શ્રીં ક્લીં વદ વદ વાગ્વાદિની ભગવતી
સરસ્વતી મમ જિહ્વાગ્રે વાસં કુરુ કુરુ સ્વાહા.

આ મંત્રનો દરરોજ ૧૦૮ વાર જાપ કરવાથી વિદ્યા આવે છે તેમ જ બુદ્ધિ તેજ થાય છે.

---

## વિદ્યાપ્રાપ્તિ મંત્ર

તીર્થંકરગણધરપ્રસાદાદ્ એષ યોગઃ ફલતુ,
ૐ હ્રીં ચૌદસપુવ્વીણં, ૐ હ્રીં પયાણુસારીણં,
ૐ હ્રીં એગારસંગધારીણં, ૐ હ્રીં ઉજ્જુમઇણં,
ૐ હ્રીં વિપુલમઇણં સ્વાહા.

આ મંત્રને ૧૦૮ વાર દરરોજ એક વખત એમ ૭ મહિના સુધી ગણે તો બુદ્ધિ વધે, સભામાં વ્યાખ્યાન આપી શકે. સર્વને પ્રશ્નનો જવાબ આપી શકે.

---

## વચનસિદ્ધિ મંત્ર

શ્રી ચિંતામણિ પાર્શ્વનાથાય નમઃ, ૐ હ્રીં નમો અર્યં ચિંતામણિ, ૐ નમો ભગવતે પાર્શ્વનાથાય, સર્વ દુરિતં અપહર અજિતે અપરાજિતે મહાબલે મમ શરીરં રક્ષ રક્ષ ફુટ ફુટ સ્વાહા.

આ મંત્રને પ્રભાતમાં ઊઠીને એકવીશ વખત ગણવાથી વચનસિદ્ધિ થાય. મન, વચન, કાયા વશ કરીને શુદ્ધ કપડાથી ગણવો.

---

## શિખામણનો ગરબો

અલ્પ ઉંમરમાં નિંદિત કર્મ કરો નહિ રે,
ધરજો માથે કર્મરાજાનો ત્રાસ.
પ્રેમે ભક્તિ કરીએ ભુવનગુરુ જિનદેવની રે. ૧

## સાખી

જૈન ધર્મ જાણ્યા વિના, કરે પાપ અનેક,
કાર્ય સકળ છોડી કરો, ધર્મ સુણ્યાની ટેક,
નિત્ય જિનવર વાણી સુણવા, જઈએ પ્રેમથી રે,
જેથી ભવોભવ સંચિત, પાતિક દૂર પલાય,
પ્રેમે ભક્તિ કરીએ, ભુવનગુરુ જિનદેવની રે. ૨

હિતેચ્છુ ગુરુ મહારા, સાચા પ્રાણાધાર,
ભવસાગરમાં ડૂબતાં, સુસાધુ તારણહાર,
પર ઉપકારી પુરણ, ભાગ્યે ગુરુજી આવિયા રે,
તે તો ધાર્મિક જીવન, ઉલ્લસિત કરનાર. પ્રે૦ ૩

ગુરુમુખ વાણી સાંભળી, તજજો પાતિક બંધ,
કરજો જયણા જીવની, વંદો ગુરુ નિર્ગ્રન્થ,
દુખિયા દુણા હીણા, દેખી દિલ દયા ધરો રે,
તેને પાળો જેવાં, નિજતણાં સંતાન. પ્રે૦ ૪

જુઠા વચનો બોલતાં, જગમાં ઇજ્જત જાય,
મળે ના લાખું આઉખું, કારાગૃહે પકડાય,
કપટે બકરા થઈને જાશો કસાઈના હાથમાં રે,
વળી ગર્ભતણા દુઃખ, સહેસો અપરંપાર. પ્રે૦ ૫

ચોરી કુડા લેખ તો, લખો ન જુઠા ભાય,
પૂરો ન ખોટા સાક્ષી, કુટ ન વદશો વાક્ય,
ગુણીયલ પરની થાપણ, ઓળવશો મા કદી રે,
થાશે પરભવમાંહિ, પુત્રતણો વિયોગ. પ્રે૦ ૬

પર નારની પ્રીત તો, કરતા જીવ ગમાય,
બુદ્ધિ, ધન, જશ હારીને, ઝાઝા ખત્તા ખાય,
મોટા રોગો થાશે ને, જાશો જમના હાથમાં રે,
પાવક પૂતલી અંગે, થાશે દુખ અપાર. પ્રે૦ ૭

કડવા નિંદક વચન વદી, કરો ન પર સંતાપ,
જીભે પરમલ પાપને, શું ધોવો છો આપ,
નિજના અવગુણ શોધીને, કરજો તનથી વેગળા રે,
નિંદા કરતાં ન મળે, ભવોભવ માંહે જીભ. પ્રે૦ ૮

અક્કડ ફક્કડ શું ફરો, જતાં ન જોબન વાર,
પડશે જ્યારે તાહરે, માથે જમનો માર,
ત્યારે ઉગરવાનો આરો, તારો કોઈ નહીં રે,
માટે સમજી દુખની, ભીતી રાખો ભાઈ. પ્રે૦ ૯

મનુષ્ય જન્મને પામીને, કરો ન નિંદિત કામ,
પરભવ નિશ્ચે ચાલવું, શ્મો ધર્મ આરામ.
કાયા માયા જાણો, વાદળ કેરી છાંયડી રે,
પાણી પૂરને જાતા, કદી ન લાગે વાર. પ્રે૦ ૧૦

સુગુરુ દેવ ને ધર્મની, શ્રદ્ધા રાખો શુદ્ધ,
પાખંડી સંગ છોડતાં, નિર્મલ થાશે બુદ્ધ,
નિર્મલ સમકિત રત્ન, યત્ન કરીને રાખજો રે,
જેથી ભવસાગરનો, વેગે પાર પમાય રે. પ્રે૦ ૧૧

ધર્મીની સોબત થકી કરીએ ઉત્તમ કામ,
સજ્જન સાધુસંગથી, વધશે મોટી મામ,

એવા ગુણીજન ગુરુને, દેવ નિરંજન સેવતાં રે;
પાપી લોહું પારસ, સંગે થાશે હેમ. પ્રે૦ ૧૨
પુરણ વેરણ પાપણી; કૃષ્ણતા દુઃખદાય,
ધર્મે ધક્કો લગાડીને, દુર્ગતિએ લઈ જાય,
આળસ છેડી દાન, દયા ને પૌષધ આદરશે રે,
જેથી ભવદુ ખભંજન, ભેટે શ્રી ભુવનેશ. પ્રે૦ ૧૩

તપ કરતાં તનમન તણાં, પાતિક દૂર પલાય,
જ્ઞાન પ્રગટે ગુરુસંગથી, આતમ પાવન થાય.
ભુવન ગુરુભક્તિથી, સાર શિખામણ સાંભળી રે,
હૃદયે ધરજો કરજો, શિવરમણી શું પ્યાર. પ્રે૦ ૧૪

## હિત-શિખામણના ૧૯૨ બોલ

૧. કોઈ પણ શુભ કામ કરવામાં વિલંબ કરવો નહિ. ૨. કારણ વગર બોલવું નહિ. ૩. જ્ઞાની બન્યાથી ગર્વ કરવો નહિ: ૪. બનતા સુધી ક્ષમા અવશ્ય ધારણ કરવી. ૫. ઘરની ગુપ્ત વાત કોઈને કહેવી નહીં. ૬. સ્ત્રી તથા પુત્રની ખરાબ વાત કોઈને કહેવી નહિ. ૭. મિત્રથી કોઈ પ્રકારનો પ્રપંચ કરવો નહિ. ૮. ખરાબ મિત્રનો વિશ્વાસ કરવો નહિ. ૯. પ્રેમ કરવાવાળી સ્ત્રીનો વિશ્વાસ રાખવો નહિ. ૧૦. કોઈ પણ કાર્ય કરતી વખતે જરૂર વિચાર કરવો. ૧૧. માતા, પિતા, ગુરુ, વડિલ પુરુષોનો વિનય કરવો. ૧૨. સ્ત્રીને ગુપ્ત વાત કહેવી નહિ. ૧૩. પેટ ભરાય એટલા ભોજનથી સંતોષ માનવો. ૧૪. વિદ્યા ભણવામાં સંતોષ રાખવો નહિ. ૧૫. દાન દેતી વખતે ધડકવું નહિ. ૧૬. તપશ્ચર્યા કરવામાં પાછળ હઠવું નહિ ૧૭. ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનો ભંગ કરવો નહિ. ૧૮ અન્યાયથી દ્રવ્ય મેળવવું નહિ. ૧૯. શરીરની શક્તિ વિચાર્યા વગર યુદ્ધ કરવું નહિ. ૨૦. દુઃખના

સમયમાં ધૈર્ય છોડવું નહિ. ૨૧. ખરાબ કામથી હમેશાં દૂર રહેવું. ૨૨. બગલાની માફક ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી. ૨૩. કૂકડાની માફક સવારમાં સૌથી વહેલા ઊઠવું. ૨૪. શરીરથી આળસને દૂર રાખવી. ૨૫. ઊંઘમાં પણ સચેત રહેવું ૨૬. મનમાં વિચારેલું કામ પૂરું થયા વિના કોઈને કહેવું નહિ. ૨૭. સાસરામાં ચતુરાઈ ધારણ કરવી અને મૂરખતા છોડી દેવી ૨૮. ગુણ ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો. ૨૯. નીચ માણસ પાસેથી પણ ઉત્તમ વિદ્યા ગ્રહણ કરવી. ૩૦. બરોબરિયા સાથે પ્રીતિ કરવી. ૩૧. કજિયાની જગ્યા પર મૌનપણું ધારણ કરવું. ૩૨. બળવાન સાથે વૈર બાંધવું નહિ. ૩૩. લેવડ-દેવડમાં, ભોજનમાં, વિદ્યા ભણવામાં, વ્યાપારમાં તથા વૈદ્યની પાસે શરમ રાખવી નહિ. ૩૪. કજિયાના સ્થાનમાં ઊભા રહેવું નહિ. ૩૫. અગ્નિ, ગુરુ, બ્રાહ્મણ, ગાય, કન્યા તથા પુસ્તક પર પગ લગાવવો નહિ. ૩૬. ઘી, તેલ, દહીં, દૂધ વગેરે ઉઘાડા રાખવા નહિ. ૩૭. વૈદ્ય, ગુરુ, રાજા, નદી, વાણિયો એ પાંચે જ્યાં ન હોય ત્યાં વસવું નહીં. ૩૮. નીચ માણસની સાથે વિવાદ કરવો નહિ. ૩૯. જેનાથી જીવનું જોખમ એવા ધનનો ત્યાગ કરવો. ૪૦. શત્રુ ઉપર નિર્દયતા કરવી નહિ. ૪૧. મૂર્ખ, કાયર, અભિમાની, અન્યાયી તથા દુષ્ટ એવાની નોકરી કરવી નહીં. ૪૨. મૂર્ખને હિતોપદેશ આપવો નહિ. ૪૩. પરસ્ત્રીનો હમેશાં ત્યાગ કરવો. ૪૪ ઇન્દ્રિયોને હમેશાં કાબૂમાં રાખવી. ૪૫. મૂર્ખની સાથે મિત્રતા કરવી નહિ. ૪૬. લોભીને દ્રવ્યથી વશ કરવો. ૪૭. શક્તિ હોય તોપણ આશાનો ભંગ કરવો નહિ. ૪૮. ગુણ વિના માત્ર ભભકાથી રીઝવું નહિ. ૪૯. રાજા ખુશ હોય તોપણ વિશ્વાસ કરવો નહિ. ૫૦. એક અક્ષર શિખવાડનારને પણ ગુરુ માનવા. ૫૧. પાણી ગાળીને તથા જોઈને પીવું. ૫૨. મોત થાય પણ સત્ય છોડવું નહીં. ૫૩. પોતાનાં અવગુણ શોધતાં રહેવું. ૫૪. રાજાની સ્ત્રી, ગુરુની સ્ત્રી, મિત્રની સ્ત્રી, સાસુ તથા પોતાની માતા એ પાંચેને માતા સમજવી.

૫૫. કામ વગર તથા આન વગર કોઈને ત્યાં જવું નહિ. ૫૬. મુખેથી ગરીબાઈ ગાવી નહિ ૫૭. લેખણ, પુસ્તક તથા સ્ત્રી એ ત્રણે કોઈને આપવાં નહિ. ૫૮. ગજા પ્રમાણે ખર્ચ કરવો. ૫૯. દરેક વિદ્યા મોઢે રાખવી (ભૂલી જવી નહિ.). ૬૦. સ્વામી પ્રસન્ન હોય ત્યારે ગર્વ ધરવો નહીં. ૬૧. કરિયાણું જોયા વિના કબૂલાત આપવી નહીં. ૬૨. સૈનિકોને ઉધાર આપવું નહિ. ૬૩. નટને, વટલાયેલને, વેશ્યાને તથા જુગારીને ઉધાર આપવું નહિ. ૬૪. ગુપ્તધન આપવું હોય તો હોશિયારીથી પાકો બંદોબસ્ત કરીને આપવું. ૬૫. બે ચાર સાક્ષી રાખ્યા વગર ધન આપવું નહિ. ૬૬. ઉધાર લાવેલું ધન મુદત પહેલાં આપી દેવું. ૬૭. ઘરમાં પૈસા હોય તો દેવું કરવું નહિ. ૬૮. માથે દેવું હોય તો મહેનત કરીને પણ દેવું ચૂકવવું. ૬૯. સંબંધીઓ સાથે ઘણું કરીને લેવડ દેવડ કરવી નહિ ૭૦ ચોરીનો માલ મફત મળે તોપણ લેવો નહિ. ૭૧. દુરાચારીની સાથે ભાગીદારી કરવી નહિ. ૭૨. લાંઘણ કરવી નહિ ૭૩. વિશ્વાસુ ને ભરોસાપાત્ર માણસને જ ખજાનચી નીમવો. ૭૪. રોકડ તથા ખરાદ વકરાના નામાને લખવામાં આળસ કરવી નહીં. ૭૫ નવા નવા ગુમાસ્તા તથા નવા નવા મુનીમ કરવા નહિ. ૭૬. પોતાની જ્ઞાતિની સાથે નરમાશ રાખવી. ૭૭. સ્ત્રીની સાથે મીઠા વચનોથી બોલવું. ૭૮. દુશ્મનને પેટમાં ઘૂસીને વશ કરવો. ૭૯ મિત્રની પાસે પણ સાક્ષી વગર થાપણ મૂકવી નહિ. ૮૦. એક બે મોટા માણસો સાથે ઓળખાણ પિછાણ જરૂર રાખવી. ૮૧. જ્યાં સુધી બને ત્યાં સુધી કોઈની સાક્ષી ભરવી નહીં ૮૨. પરદેશમાં કેફી વસ્તુ વાપરવી નહીં ૮૩. ઉત્સવ છોડીને, ગુરુ તથા પિતાનું અપમાન કરીને, છોકરાઓને રોવરાવીને, હત્યા કરીને, તૈયાર થયેલી રસોઈ છોડીને રુદન સાંભળીને, મૈથુન કરીને, વમન કરીને, નજીકમાં આવતા પર્વને અવગણીને, દૂધનું ભોજન કરીને, આટલા વાનાં કરીને પોતાના હિતની ઇચ્છા રાખનારે પરદેશગમન કરવું

નહીં ૮૪. જે ઘરમાં કોઈ આદમી ન હોય તે ઘરમાં જવાનું રાખવું નહીં. ૮૫. કારણ વગર પોતાના ધનની આશા કરવી નહીં. ૮૬. પરદેશમાં આડંબરથી રહેવું. ૮૭. કોઈની વાત કોઈને કહેવી નહીં. ૮૮. માતા પિતાની આજ્ઞાનો ભંગ કરવો નહિ. ૮૯. માતા પિતાની સેવા સાચા દિલથી કરવી. ૯૦. ગુરુ તથા માતા પિતાના હમેશાં પગ દબાવવાં. ૯૧. માતાપિતાની પાસે અસત્ય બોલવું નહીં. ૯૨. માતાપિતાનાં ધાર્મિક મનોરથો પૂર્ણ કરવાં ૯૩. મોટા ભાઈને પિતા સમાન માનવા. ૯૪. ભાઈની ખરાબ હાલત દૂર કરવી અને કુમાર્ગથી બચાવવો. ૯૫. રોગમાં, ખરાબ હાલતમાં શત્રુના ભયથી અને રાજદરબારમાં આટલે ઠેકાણે ભાઈને મદદ કરવી. ૯૬. કોઈપણ શુભ કામમાં ભાઈને ભૂલવા નહિ ૯૭. નાટક ચેટકમાં, મેળામાં, સરઘસમાં સ્ત્રીને જવા દેવી નહિ. ૯૮. સ્ત્રી પાસે ઉત્તમ પ્રકારની સેવા કરાવવી. ૯૯. સ્ત્રીને રાતના સમયમાં બહાર જવા દેવી નહિ. ૧૦૦. સ્ત્રી ક્રોધમાં હોય ત્યારે તેને મનાવવી. ૧૦૧. સ્ત્રીને ઘરના કામમાં દ્રવ્ય આપતાં રહેવું. ૧૦૨. ઉત્સવના સમયમાં સગાસંબંધીઓને ભૂલવાં નહિ. ૧૦૩. દુઃખી સગાસંબંધીઓને સહાય કરવી. ૧૦૪ કુટુંબીજનો સાથે ક્યારે પણ વિરોધ કરવો નહિ. ૧૦૫. જે ઘરમાં એકલી સ્ત્રી હોય તે ઘરમાં જવું નહિ. ૧૦૬ ધર્મના કામમાં સગાસંબંધીઓને જોડવા. ૧૦૭. બગાસું આવતું હોય ત્યારે તથા છીંક તથા ઓડકાર આવતા હોય ત્યારે મુખને દબાવવું નહિ. ૧૦૮. ઊંધા તથા ચત્તા સૂઈ રહેવું નહિ. ૧૦૯. ભોજન કરતી વખતે છીંક આવે ત્યારે પાણી પીવું. ૧૧૦. ઊભા ઊભા પેશાબ કરવો નહિ. ૧૧૧. ઊભા ઊભા પાણી પીવું નહિ. ૧૧૨. સૂતી વખતે છાતી પર હાથ રાખવા નહિ. ૧૧૩ કન્યાને ઊંચા કુળમાં આપવી. હીન કુળમાં આપવી નહિ. ૧૧૪. કન્યાનો પૈસો લેવો નહિ. ૧૧૫. કન્યાનો પતિ કન્યા કરતા ઉમરમાં મોટો હોવો જોઈએ. ૧૧૬. રોગી, વૃદ્ધ,

મૂર્ખ, દરિદ્રી, વૈરાગી, ક્રોધી તથા નાની ઉંમરવાળાને કન્યા આપવી નહિ. ૧૧૭. મોટા માણસ ઘેર આવે તો ઊભા થઈને સન્માન કરવું. ૧૧૮. પંડિતોની સાથે મિત્રતા રાખવી. ૧૧૯. નવા નવા શાસ્ત્ર ભણવા ને અભ્યાસ કરવો. ૧૨૦. પુસ્તક ભણતી વખતે શુદ્ધિ તરફ વધારે ધ્યાન આપવું. ૧૨૧ પોતાના મુખથી પોતાની બડાઈ પ્રશંસા કરવી નહિ. ૧૨૨. બળના ગર્વમાં નિરુદ્યમ રહેવું નહિ ૧૨૩. કપટી માણસના આડંબરનો વિશ્વાસ કરવો નહિ. ૧૨૪. ગયેલી વસ્તુને યાદ કરી શોક કરવો નહિ. ૧૨૫. શત્રુ હોય તોપણ એના મરણ સમયે સ્મશાને જવું. ૧૨૬. શૂરવીર થઈ નિર્બલને દુઃખ આપવું નહિ. ૧૨૭. ઘણાં કષ્ટ પડવાથી કંટાળીને આત્મઘાત કરવો નહિ. ૧૨૮. હાંસી કરતાં કોઈનાં મર્મ ખોલવા નહિ. ૧૨૯. હાંસી કરતાં કોઈના પર ક્રોધ કરવો નહિ. ૧૩૦. બે માણસ વિચાર કરતા હોય ત્યાં જવું નહિ. ૧૩૧. મુખ્ય માણસો ના કહે તે કામ કરવું નહિ. ૧૩૨. ખરાબ કામ કરીને ખુશી થવું નહિ. ૧૩૩. તપસ્યમાં ક્ષમા ધારણ કરવી. ૧૩૪. ભણેલા શાસ્ત્રને હમેશા સંભારતા રહેવું. ૧૩૫. પુરુષોએ રાત્રે દર્પણમાં જોવું નહિ. ૧૩૬. શયન, મૈથુન, નિદ્રા, આહાર એ સંધ્યા સમયે વર્જવા. ૧૩૭. રોટલો આપવો પણ ઓટલો આપવો નહિ ૧૩૮. બધાથી ઓળખાણ પિછાણ રાખવી. ૧૩૯. ભોજન કર્યા બાદ એક પ્રહર ન થાય ત્યા સુધી ફરીથી ભોજન કરવુ નહિ. બે પ્રહર થાય ત્યારે ફરીથી ભોજન કરી લેવું. બે પ્રહર થયા પછી ભૂખ્યા રહેવું નહિ. ૧૪૦. સૌની પ્રશંસા એના મરણ બાદ કરવી. ૧૪૧. દેવ, ગુરુ અને રાજાની પાસે ખાલી હાથે જવું નહિ ૧૪૨. નિર્લજ્જ સ્ત્રી સાથે હાંસી મશ્કરી કરવી નહિ ૧૪૩. શુભ કામમાં વિલંબ કરવો નહિ. ૧૪૪. તડકામાંથી આવીને તન્ત પાણી પીવુ નહિ ૧૪૫ મધ્યરાત્રિએ ઊંચા અવાજથી મંત્રણાથી વાતો કરવી નહિ. ૧૪૬. ભોજનની વચમાં તથા અંતમાં પાણી પીવું. ૧૪૭. અજીર્ણ થયા

પછી એક બે ટંક ભોજન કરવું નહિ. ૧૪૮. ખુશીના સમયે દુઃખની વાતો છોડી દેવી. ૧૪૯. કોઈ ક્રોધના આવેશમાં કઠોર વચનો કહે તો ન્યાય માર્ગને છોડવો નહિ. ૧૫૦. માતા, પિતા, ગુરુ, શેઠ, સ્વામી અને રાજા, એમની નિંદા કરવી નહિ. ૧૫૧. મૂર્ખ, દુષ્ટ, અનાચારી, મલીન, ધર્મ નિંદક, અપ્રમાણિક, લોભી તથા ચોર એટલાની સોબત ક્યારે પણ કરવી નહિ. ૧૫૨. અજાણ્યા માણસની મોટાઈ કરવી નહિ. ૧૫૩. અજાણ્યા માણસને પોતાના ઘરમાં રાખવા નહિ. ૧૫૪. અજાણ્યા કુળ સાથે સગાઈ કરવી નહિ. ૧૫૫. અજાણ્યા માણસને નોકર રાખવો નહિ. ૧૫૬. પોતાનાથી મોટા પુરુષ ઉપર કોપ કરવો નહિ. ૧૫૭. ગુણવાન પુરુષની સાથે વાદવિવાદ કરવો નહિ. ૧૫૮, નિર્ધન અવસ્થા આવે તોપણ પ્રથમની સુખી અવસ્થા પ્રમાણે વર્તવા ઇચ્છે તે મૂર્ખ. ૧૫૯. પોતાની સ્ત્રીનાં પોતાના મોઢે વખાણ કરે તે મૂર્ખ. ૧૬૦. પોતાના ગુણના વખાણ કરે તે મૂર્ખ. ૧૬૧. દેવું કરીને ધર્મ કરે તે મૂર્ખ. ૧૬૨. ઉધારે આપેલું ધન ન માગે તે મૂર્ખ. ૧૬૩. પોતાના કુટુંબ સાથે વિરોધ કરે તથા બીજાની સાથે પ્રીતિ કરે તે મૂર્ખ. ૧૬૪. ન્યાયથી ધન ઉપાર્જન કરવું. ૧૬૫. દેશની વિરુદ્ધ કોઈ કામ કરવું નહિ. ૧૬૬. રાજાના દુશ્મનોની સાથે સોબત કરવી નહિ ૧૬૭. ઘણા માણસો સાથે વિરોધ કરવો નહિ. ૧૬૮. સારા પાડોશીની પાસે રહેવું. ૧૬૯. બીજાના ધર્મની નિંદા કરવી નહિ. ૧૭૦. પોતાની પાસે રહેવા વાળાનું હીત કરવું. ૧૭૧. ખરાબ લખાણ લખવું નહિ. ૧૭૨. દેવગુરુની ભક્તિ કરવી. ૧૭૩. દિન તથા દુઃખીની બને ત્યાં સુધી સેવા કરવી. ૧૭૪. જે ભાગ્યમાં માંડ્યું હશે તે થશે, એવા ભરોસા ઉપર રહીને ઉદ્યમને છોડવો નહિ. ૧૭૫. ચોરીની વસ્તુ લેવી નહિ. ૧૭૬. સારી તથા નરસી વસ્તુને ભેગી કરીને વેચવી નહિ. ૧૭૭. આફત વેળામાંથી મુક્ત થવા માટે રાજાનો આશ્રય લેવો. ૧૭૮. તપસ્વીને, વૈદ્યને,

ગુપ્ત વાત જાણુવાવાળાને, રસોઈ કરવાવાળાને, મંત્ર તંત્ર જાણુવાવાળાને, તથા મોટા પૂજનીય અને એકલાને કોપાવવા નહિ, ગુસ્સે કરવા નહિ. ૧૭૯. નીચની સેવા કરવી નહિ. ૧૮૦. વિશ્વાસઘાત કરવો નહિ ૧૮૧. સર્વ વસ્તુનો નાશ થાય તોપણ વચનપાલન અવશ્ય કરવું. ૧૮૨. ધર્મશાસ્ત્ર જાણુવાવાળાની સાથે બેસતા રહેવું. ૧૮૩. કોઈની નિંદા કરવી નહિ. ૧૮૪. માર્ગમાં ચાલતાં ચાલતાં પાન ખાવું નહિ. ૧૮૫. આખી સોપારીને દાંતથી ભાંગવી નહિ. ૧૮૬. પોતાની વાત કહે, પોતાની વાત પર હસે, જેમ તેમ બોલે આ લોક અને પરલોક વિરુદ્ધ કામ કરે એ બધા મૂર્ખના ચિહ્ન છે. ૧૮૭ ઉપદ્રવના સ્થાન પર રહેવું નહિ ૧૮૮. આવક જોઈને ખર્ચ કરવો ૧૮૯ દ્રવ્યના અનુસારે વસ્ત્ર પહેરવા. ૧૯૦. લોકમાં નિંદાયેલું કામ કરવું નહિ. ૧૯૧. ખોટા તોલ, ખોટા માપ રાખવા નહિ. ૧૯૨. ઘરેણું અડાણે રાખ્યા વગર પૈસા ધીરવા નહિ.

---

## સોનેરી સુવાક્યો

### (૧) તપનો પ્રભાવ

૧ તપ એ મહાન ઉત્કૃષ્ટ ધર્મ છે સાથે ભાવનારૂપી જ્યોતિ ઝળહળતી હોય તો અતીવ ઉદ્યોતકારી બને.

૨. તપશ્ચર્યા, શ્રદ્ધાપૂર્વક અને જ્ઞાનમય ક્રિયાની સાથે કર્મની નિર્જરા એ કર્મક્ષય માટે છે.

૩. આ જીવને અનાદિ કાળથી જે આહારની સંજ્ઞા લાગેલી છે તેને ઘટાવવા માટે આયંબીલનું તપ એ અજોડ સાધન છે.

૪. જ્ઞાનરૂપી ઘોડાથી જોડાયેલો અને શ્રદ્ધારૂપી સારથીથી હંકાયેલો તપ, નિયમ અને સંયમરૂપી રથ નિર્વૃત્તિ નગરમાં લઈ જાય છે.

૫. વિગય રહિત આહાર શરીરમાં જવાથી મન, વચન અને કાયા પણ નિર્મળ અને પવિત્ર બને છે.

## (૨) જ્ઞાનનું મહત્ત્વ

૧. જ્ઞાન એ અંતરનું અજવાળું છે, હૃદયની રોશની છે, જીવનની ઝળહળતી જ્યોત છે. તેના ઉદ્યોત વિના કોઈ પણ વસ્તુ કે વિસ્તારવાળું કાંઈ પણ સ્વરૂપ જાણી શકાતું નથી. તેના પ્રકાશ વિના કોઈ પણ પ્રાણીને પદાર્થનો કંઈ પણ બોધ થઈ શકતો નથી. તેથી જ જ્ઞાનને ત્રીજું લોચન ને દ્વિતીય દિવાકર અને પ્રથમ પંક્તિનું ધન માનવામાં આવ્યું છે.

૨. જે જ્ઞાનથી એકાગ્રતા અને સમભાવ સધાય છે તે જ સાચું જ્ઞાન છે.

૩. જ્ઞાન અને વિવેક એ જ ખરી આંખ છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે.

૪. જ્ઞાન એ મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન છે. અને જગતનું લોચન છે.

## (૩) સદ્વર્તન

૧. આનંદી સ્વભાવ એ ઔષધીનું કામ કરે છે.

૨. સંયોગોને અનુકૂળ બનીને રહો. ઇચ્છાનો સંયમ તે મહાતપ છે.

૩. વચન બોલતાં પહેલાં બે વાર અને કામ કરતા પહેલાં ત્રણ વાર વિચાર કરવો.

૪. રોગીતા કર્મના અનુસારે સહાયો અને સાધનો ગળે છે.

૫. તે જ આરાધના છે કે જે જીવનના અંત સુધી રહેવાવાળી છે.

## (૪) નમસ્કાર મહામંત્રની આરાધના

૧. પરમેષ્ઠી નમસ્કાર એ ગુણાનુરાગનું પ્રતીક છે. એનાથી ગુણરાગ ન હોય તો જાગે છે અને હોય તો વધે છે.

૨. અંતરાત્માના ભાવને લાવનાર, તેને ટકાવનાર, વધાવનાર અને છેવટે પરમાત્મભાવ સુધી પહોંચાડનાર પરમેષ્ઠી નમસ્કાર છે.

૩ શ્રી પંચપરમેષ્ઠી નમસ્કાર એ સર્વ ધર્મ ક્રિયાઓનો પ્રાણ છે, નિષ્કર્ષ છે, સાર તત્ત્વ છે, જેમ કે ગોરસનો સાર માખણ છે.

૪. શ્રી નવકારના જાપથી અન્તરંગ આત્મશક્તિઓનો વિકાસ સાથે જગતના ભૌતિક પદાર્થો યથાયોગ્ય રૂપે મળે છે તેથી જ સર્વ-મંત્રમાં આ મંત્ર શિરોમણિ છે.

૫ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયે કોઈક વિરલ પુણ્યાત્મા જ શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ કરે છે. અને તેવા જાપને બળે નરક તિર્યંચ ગતિના દ્વાર સદાને માટે બંધ થઈ જાય છે.

**[એક કુલીન પુત્રવધૂએ પોતાના ધર્મપિતા*ને દીપાવલીના આત્મિક રહસ્યને સમજાવતો લખેલો ધ્યાનપૂર્વક વાચવા લાયક પત્ર]**

"પૂજ્ય પિતાશ્રી,

ભક્તિભાવ સાથે આપના પવિત્ર ચરણોમાં વારંવાર નમન.

આપની સરસ હુંફાળી સોડમાં ઉછરેલ વહાલી ધર્મપુત્રી આપના અત્યંત ઉજ્જવલ ગુણોનું અહર્નિશ રટણ કરીને અનેરો આનંદ મેળવે છે, પણ વર્ષની સમાપ્તિએ વ્યાપાર આદિના સરવૈયા–હિસાબની તપાસણી કરી જીવનની શક્તિઓના સાચા વિકાસની આપણી કરવાના શુભ ઉદ્દેશ્યથી દીવાળીના પવિત્ર દિવસોમાં આપની સમક્ષ મારાં દુઃખનાં રોદણા રડવાની દૃષ્ટિએ નહીં, પણ આપના પુનિત સ્મરણના પ્રતાપે જીવી રહેલ આપની ધર્મપુત્રી કેવા સંયોગોમાં હાલ છે, ને જરા જણાવી શકય હોય તો આપના...ને જરા કૃપાપૂર્ણ દૃષ્ટિથી પાવન કરો તો મારા જીવનનો બાગ ખીલી ઊઠે તે હેતુથી આપની પવિત્ર સેવામાં આ નમ્ર અરજી રજૂ કરું છું.

* ધર્મપિતા = પરમોપકારી શ્રી. તીર્થંકરદેવ

આશા નહીં પણ પૂર્ણ શ્રદ્ધા છે કે આપ જરૂર કૃપાદૃષ્ટિ કરશો જ."

"વહાલા ધર્મપિતા,

આપનાથી વિખુટા પડ્યાને અહોહો! કેટલાય જન્મ-જન્માન્તર વીતી ગયા.

આપ તો મને સાવ વીસરી જ ગયા લાગો છો. મને સાસરે વળાવ્યા પછી આપશ્રીએ તો આજ સુધી કોઈ દી મારી ખબર પણ કઢાવી નથી!

શું હું આપની પુત્રી નથી? આપના ખોળા ખૂંદીને મોટી થયેલી હું છું. વહાલ ભરેલા આપના હૈયાની કોમળ, મધુર લાગણીઓ મારા હૈયાના ખૂણે હજી પણ અણવિસરાયેલી પડી છે.

આપ મોટા માણસ છો, ઘણી ઘણી સાહ્યબીમાં મુજ ગરીબડીને ભૂલી જાઓ એ બનવાજોગ છે! પણ મુજ આંધળીને તો આપનું પવિત્ર નામ અને મધુરું સ્મરણ જ હાલના મારા વિષમ દહાડામાં પરમાધાર સ્વરૂપ છે

મારી અહીં શી દશા છે, એ આપનાથી કંઈ અજાણ્યું નહીં હોય! તે છતાં આપે આજ સુધી મારી ખબર પણ નથી કઢાવી તેથી એમ માનું છું કે આપ મને ખરેખર વીસરી ગયા છો!

પણ વહાલા પિતાની આગળ દીકરી પોતાની વાત રજૂ ન કરે તો ક્યાં કરે? માટે કૃપા કરીને જરા સાવધાન બનીને મારી વિગત સાંભળો.

અહીંનું દુઃખ હવે તો મારાથી સહન નથી થતું; એટલે જ આપની આગળ ખોળો પાથરી ધા નાંખું છું.

મારી સાસુ (માયા) અને નણંદ (તૃષ્ણા) મને બહુ જ સતાવે છે!

મારો દીયર (મોહ) ઘણો જ ચંચળ પ્રકૃતિનો છે, ને છતાં મારા મનને કોણ જાણે બહુ વહાલો લાગે છે, તેના તરફથી મને અને મારા શિરછત્ર.. ને ઘણું વેઠવું પડે છે. તે છતાં હું તેમના સહવાસને છોડી શકતી નથી?

છેવટે તેનો (મારા દીયરનો) છોકરો મને અનેક રીતે સતાવી કાયર કરી મૂકે છે.

મારો જેઠ (કામ) અને તેનો દીકરો (લોભ) બંને હલકા સ્વભાવના છે વાતે વાતે મેલી વાતો અને ખરાબ વર્તનો દ્વારા મને સતાવવામાં બાકી નથી રાખતા!

અને તેમાં વળી અધૂરામાં પૂરું થવાની જેમ મારી જેઠાણી (ઇચ્છા) પોતાની હલકી અને બૂરી દાનતોને પૂરી કરવા પોતાના ધણી (કામ) અને દીકરા (લોભ)ને મારી વિરુદ્ધ ઉશ્કેરવામાં બાકી નથી રાખતી!

એટલે પછી ગરજે ગધેડાને બાપ કહેવો પડે તેની 'જેમ 'ના છૂટકે મારા ઘરના' બધા નોકરોમા સાવ હલકા સ્વભાવના એક નોકર (ક્રોધ)ની મદદ લેવી પડે છે.

તે નોકર મારી સાથે મારી વાતોમાં હા છે પાડે અને ઘરના માણસો સાથે મારી વિરુદ્ધ કારવાઈમાં પણ ભાગ લે છે. આવો મદારીના ડુગડુગિયાની જેમ બે તરફ ઢોલકી વગાડી છેવટે મને તે દુઃખી જ વધારે કરી મૂકે છે' કેટલીક વાર તો મને આકરો માર પણ મારે છે.

અને મારા આર્યપુત્ર (ધણી)ની વાત કહેતાં તો આર્યસ્ત્રી તરીકે મનમાં શરમના શેરડા પડે છે, તે છતાં દિલનું દર્દ પિતા આગળ ખુલ્લી રીતે ન જણાવું કોને જણાવું? એટલે પિતાજી! મારી એ કર્મકથની હું આપને જણાવું છું.

મારા જીવાત્મા પોતાના લંગોટિયા ભાઈબંધ (મનજીભાઈ)ના ચાળે એવા ચઢી ગયા છે કે શી ખબર! કેવા કેવા ભયંકર

સંજોગોમાં તેઓ સપડાઈ જશે! તેની કલ્પના પણ મને ઘણી વાર ક્મકમાટી ઉપજાવે છે!

મારા સ્વામીનાથ (જીવાત્મા) ભાઈબંધ (મનજીભાઈ)ના બહેકાવેલા મારી તરફ ઊંચી નજરે જોતા પણ નથી!

પોતાના જીવનનિર્વાહ કે ભવિષ્યના પ્રશ્નને ઉજળું બનાવનારા ઘણા સારા ધંધાઓમાં જરા પણ ધ્યાન આપતા નથી. બેકારની માફક જ્યાં ત્યાં ભટકયા કરે છે! એક સામાન્ય નોકરી (તપ કરવાની) જેનાથી સુંદર અટુટ નફો જ મળે છે તેમાં પૂરતું ધ્યાન નથી આપતા!

જ્યાં ત્યાં ભાઈબંધ (મનજી)ના રાગરીતોની મહેફિલમાં પાગલની જેમ ભટકયા કરે છે! હવે તો તેઓ પોતાનું ગુજરાન કેમ ચલાવશે? એ વિકટ પ્રશ્ન મને બહુ જ મૂંઝવે છે. ટૂંકમાં કહું તો મારી સાસુ (માયા)ના નચાવ્યા નાચે છે, પણ મુજ ગરીબડીની વાત કાને નથી ધરતા

પરમ કૃપાળુ! આપે તો મારી ખબર લેવા (કાઢવા) મારા ભાઈ (સુખ અને સંતોષ)ને પણ કદી મોકલ્યા નહીં! અને મારી બહેન (શાન્તિ)ને પણ કયારેય મોકલી નહીં.

ફક્ત એક મારી વહાલી સહીયર (ભક્તિ) મને સમયે સમયે સાંત્વન આપે છે!

મારો વહાલો દીકરો (ભાવ) મને બહુ વહાલો છે, પણ તે હજી અબોધ છે, બહુ નાની ઉંમર છે. તે છતાં તેની આશાએ-ભરોસે જ હું જીવી રહી છું.

મારા ઘરમાં એક ગાડી (વૈરાગ્ય) પણ છે. પણ તેના બંને પૈડાં (જ્ઞાન અને ક્રિયા) કોણ જાણે કયાંય પડયા હશે?

તેમાં બેસીને (જ્ઞાનના) બગીચામાં ઘૂમવા જવાની મારી ઘણી ઉમેદ છે.

સ્વામીનાથને ઘણી વાર વિનવું છું, પણ ઘરના બીજા બધા (માયા, મોહ, લોભ, કામ, ઇચ્છા વગેરે) મારી અદેખાઈ કરે છે, તેથી મારી વાત અદ્ધર ઊડી જાય છે.

મારા (જ્ઞાનના) બગીચામાં એક સુંદર ફૂલ (પશ્ચાત્તાપ) ક્યારેક ઉગી નીકળે છે. તે આજે મારા અંતરના ઉમળકા સાથે આપના પુનિત ચરણોમાં માથું નમાવી ભાવપૂર્વક ચઢાવું છું.

ધર્મપિતા! મારી આ કર્મકથની વાંચી હવે તો મારી ખબર કાઢો. માત્ર આપ ત્યાંથી મારા સ્વામીનાથ પર રહેમ નજર કે વાત્સલ્ય પૂર્ણ દૃષ્ટિ ફેંકશો એટલે—એમ તો મારા સ્વામીનાથ ખાનદાન છે—જરૂર આપની વહાલી દીકરીનો સંસાર સુધરી જશે!

શું મારી મોટી ફઈબા (કરુણા) અને માશીબા (કૃપા) આપની પાસે મારી દાદ લઈને નથી આવતાં?

હવે તો હું આપના દર્શનની પણ તરસી થઈ છું. આપના ચરણોમાં માથું નમાવી અંતરના ભાવની શુદ્ધિ કરવા સાથે મારા સ્વામીનાથના વતી હું માફી માગું છું અને મારા જીવનના ઉદ્ધાર માટે ખોળો પાથરું છું.

પુત્રીના હૈયાની પીડ પિતા વિના બીજું કોણ પારખી શકે?

લિ૦
દરઘડી આપનું રટણ કરતી,
આપની વહાલી,
દીકરી (ચેતના)ના
પાયલાગણું.'



# પ્ર શ્નો ત્ત રી



૧ પ્રશ્ન—જૈન કોને કહેવાય ?

ઉત્તર—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માને તે જૈન કહેવાય.

૨ પ્રશ્ન—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા શી છે ?

ઉત્તર—'જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ'—આ સૂત્રથી સમ્યગ્ જ્ઞાન અને ક્રિયાનો જીવનમાં આદર કરવો તે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે.

૩ પ્રશ્ન—જ્ઞાન કોને કહેવાય ?

ઉત્તર—આત્માની મુક્તિ અર્થે જિવાજિવાદિક તત્ત્વપદાર્થોનો બોધ પ્રાપ્ત કરવો, તેને જ્ઞાન કહેવાય છે.

૪ પ્રશ્ન—અભ્યાસીને આ જ્ઞાન કેટલા પ્રકારે હોઈ શકે છે ?

ઉત્તર—શ્રુત, ચિત્ અને સ્પર્શ અથવા વિષય-પ્રતિભાસ, આત્મપરિણતિમત્ અને તત્ત્વસંવેદન—એમ ત્રણ પ્રકારે હોઈ શકે છે.

૫ પ્રશ્ન—શ્રુતાદિ જ્ઞાન કોને કહેવાય છે ?

ઉત્તર—શબ્દાર્થ જાણવા પૂરતું જ્ઞાન શ્રુત અથવા વિષયપ્રતિભાસ કહેવાય છે. અમુક જાણવા લાયક છે, અમુક ત્યાગ કરવા લાયક છે અને અમુક સેવવા લાયક છે, એવો વિવેક કરનાર પૂર્વાપર વિચાર–ચિન્તવન–મનનશીલ એવું જે જ્ઞાન તે ચિત્ અથવા આત્મપરિણતિમત્ કહેવાય છે. અને વર્તનમાં ત્યાગ કરવા લાયકનો ત્યાગ કરાવનારું તથા સ્વીકાર કરવા લાયકનું સેવન કરાવનારું–અર્થાત્ જાણ્યા પ્રમાણે શુભ વર્તાવ કરાવનારું જ્ઞાન સ્પર્શ અથવા તત્ત્વ-સંવેદન જ્ઞાન કહેવાય છે.

૬ પ્રશ્ન—આવાં જ્ઞાન કોને કોને હોય છે ?

ઉત્તર—શ્રુત અથવા વિષયપ્રતિભાસ નાના–મિથ્યાદૃષ્ટિને પણ હોય છે, ચિત્ અથવા આત્મપરિણતિમત્ જ્ઞાન સમ્યગ્દૃષ્ટિને હોય છે અને સ્પર્શ અથવા તત્ત્વસંવેદન જ્ઞાન વિરતિવંતને હોય છે.

૭ પ્રશ્ન—મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ કોને કહેવાય ?

ઉત્તર—સ્વ આગ્રહે કે અલ્પજ્ઞોના આગ્રહે ચાલનારો મિથ્યાદૃષ્ટિ છે અને નિશ્ચિત સર્વજ્ઞોના વચને ચાલનારો સમ્યગ્દૃષ્ટિ છે. જે સુદેવને કુદેવ અને કુદેવને સુદેવ, સુગુરુને કુગુરુ અને કુગુરુને સુગુરુ, સુધર્મને કુધર્મ અને

કુધર્મને સુધર્મ, એવી વિપરીત દૃષ્ટિ—માન્યતાવાળો હોય તે પણ મિથ્યાદૃષ્ટિ અને યથાર્થ સત્ય દૃષ્ટિ—માન્યતાવાળો હોય તે સમ્યગ્દૃષ્ટિ છે, એ ભૂલવું જોઈએ નહિ. તેનું બીજું નામ શુદ્ધ શ્રદ્ધા છે.

૮ પ્રશ્ન—શ્રદ્ધા વિનાનાં જ્ઞાન કે ત્યાગ ઈષ્ટ છે કે અનિષ્ટ ?

ઉત્તર—અનિષ્ટ છે. શ્રદ્ધા વિનાનું જ્ઞાન અજ્ઞાન કોટિનું બની જાય છે અને એનાથી ઘણાં નુકશાન પણ થાય છે. શ્રદ્ધા વિનાનો ત્યાગ પણ એ જ પ્રકારે પોતાને અને પરને માટે અનુપકારક બની જાય છે,

૯ પ્રશ્ન—જ્ઞાન ચેતનનો ગુણ છે કે જડનો ?

ઉત્તર—જ્ઞાન ચેતનનો ગુણ છે, પણ જડ નથી.

૧૦ પ્રશ્ન—જ્ઞાનપ્રકાશ કેટલા પ્રકારના છે અને એમાં કયા પ્રકારના જ્ઞાનથી આત્માની સંપૂર્ણતા પ્રગટ થાય છે ?

ઉત્તર—જ્ઞાનપ્રકાશ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન અને કેવલજ્ઞાન; એમ પાંચ પ્રકારનાં છે. આત્મા જ્યારે કેવલજ્ઞાન પ્રગટ કરે છે, ત્યારે તેની સંપૂર્ણતા આવી જાય છે.

૧૧ પ્રશ્ન—એકલું જ્ઞાન ભણીએ તો ન ચાલે ?

ઉત્તર—ના. '**ज्ञानस्य फलं विरतिः**'—એ સૂત્રથી જાણ્યા પ્રમાણે અમલ થાય, તો જ તે જ્ઞાન સફલ થાય. ક્રિયા વિના પેટ પણ ભરાતું નથી, તો ક્રિયા વિના મોક્ષ ક્યાંથી જ થાય ?

૧૨ પ્રશ્ન—મોક્ષને માટે મનુષ્યે શું ક્રિયા કરવી જોઈએ ?

ઉત્તર—સંસારનો મોહ જો છોડી શકાય, તો તે છોડી દઈને સર્વવિરતિની ક્રિયા કરવા જોઈએ. જો તે ન છોડી શકાય, તો ત્યાગની ભાવના રાખીને દેશવિરતિની ક્રિયા કરવી જોઈએ.

૧૩ પ્રશ્ન—દેશવિરતિની ક્રિયા કરવી એટલે શું ?

ઉત્તર—ગૃહસ્થજીવનમાં શુદ્ધ શ્રદ્ધા, વ્રત, નિયમની પોષક ક્રિયાઓ કરવી, તે દેશવિરતિની ક્રિયાઓ કહેવાય છે.

૧૪ પ્રશ્ન—શ્રદ્ધા અથવા સમ્યક્ત્વપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—શ્રી જિનપૂજા, ગુરુવંદન, વ્યાખ્યાનશ્રવણ, તત્ત્વજ્ઞાનાભ્યાસ, સુપાત્ર દાન, સાધર્મિક સેવા-ભક્તિ, શાસનપ્રભાવના, તીર્થયાત્રા, સંઘરક્ષા આદિ ક્રિયાઓ સમ્યક્ત્વ અથવા શુદ્ધ શ્રદ્ધાગુણની દીપક અને પોષક ક્રિયાઓ છે.

૧૫ પ્રશ્ન—ગૃહસ્થની ચારિત્રપોષક ક્રિયાઓ કયી કયી છે ?

ઉત્તર—અભક્ષ્ય ત્યાગ કરવાં, અહિંસાદિ વ્રત ગ્રહણ કરવાં, સંતોષ ધારણ કરવો, પાપવ્યાપારો ન સેવવા, નાટક-સીનેમાદિ મોજશોખ છોડી દેવા, સામાયિક કરવાં, સાંજ-સવાર પ્રતિક્રમણ કરવાં, તપશ્ચર્યાઓ સેવવી, પોષધ-પ્રતિમા વગેરે અનુષ્ઠાનો ગૃહસ્થના દેશચારિત્રની દીપક તથા પોષક ક્રિયાઓ છે

૧૬ પ્રશ્ન—સર્વવિરતિ, દેશાવરતિ અથવા સમ્યક્ત્વની
યા કરવી તે શું ધર્મ છે ?

ઉત્તર—હા. પાપથી બચાવી કર્મરોગને દૂર કરનારી
ાને પરિણામે અનન્ત આત્મિક સુખને આપનારી એ
ક્યાઓ કરવાની શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞા હોવાથી
ધર્મ છે.

૧૭ પ્રશ્ન—ધર્મ એટલે શું ?

ઉત્તર—ધૃ ધાતુ ઉપરથી ધર્મ શબ્દ બનેલો છે. તેનો
અર્થ ધારણ કરવું તે છે. જે આત્માને દુર્ગતિમાં પડતો
બચાવે અને સદ્ગતિમાં સ્થાપન કરે, તે ધર્મ કહેવાય છે.

૧૮ પ્રશ્ન—ધર્મનું સ્વરૂપ શું છે ?

ઉત્તર—સંસારના જીવ માત્રને પોતાના આત્મા
સમાન ગણી કોઈની કશીએ હિંસા કરવી નહિ, જીવનને
સંયમી બનાવવું અને બાહ્ય-અભ્યંતર તપશ્ચર્યા કરવી,
તેને સૂત્રકારોએ ધર્મ કહેલો છે.

૧૯ પ્રશ્ન—શું આત્માને પુનર્જન્મ છે ?

ઉત્તર—હા.

૨૦ પ્રશ્ન – એની શી સાબીતી ?

ઉત્તર—દરેક પ્રાણીના જીવનમાં તેના પૂર્વજન્મોના
સંસ્કારોની છાયા કામ કરતી જોઈ શકાય છે. એથી જ
ક્યાંક અતર્કિત પ્રેમ તો ક્યાંક અતર્કિત દ્વેષ અનુભવવામાં
આવે છે, ક્યાંક સહજ આવડત તો ક્યાંક ઠોઠિયાપણું પણ
જોવામાં આવે છે, ક્યાંક સામે ચાલી આવતો લાભ તો

ક્યાંક ઉપરથી આવી પડતી ધાડ પણ દેખાય છે અને ક્યાંક ભારોભાર રોગ તો ક્યાંક સહજ આરોગ્ય પણ દૃષ્ટિગોચર થાય છે, એજ, એની સાબીતી છે. અત્યારના કાળમાં પણ કેટલાકોને તો પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થયાના દાખલા અખબારોના પાને નોંધાયેલા પડ્યા છે.

૨૧ પ્રશ્ન—ત્યારે શું આ પુનર્જન્મો અને પુનર્મરણોની ઘટમાળ એ જ સંસાર કે ?

ઉત્તર—હા.

૨૨ પ્રશ્ન—આ પુનર્જન્મો વગેરેનો અંત ક્યાં છે વારુ ?

ઉત્તર—મોક્ષમાં.

૨૩ પ્રશ્ન—આ પુનર્જન્મો વગેરેનું નિયત સર્જન શાથી થતું હશે ?

ઉત્તર—જીવનાં પોતાનાં કર્મોથી.

૨૪ પ્રશ્ન—લોકો તો કહે છે ને કે ઈશ્વર બધું જગત કરે છે ?

ઉત્તર—ના, ભાઈ ના. ઈશ્વર તો જે રાગ, દ્વેષ, મોહ, અજ્ઞાનતા આદિ દોષોથી મુક્ત, શુદ્ધ, કર્મરહિત, વીતરાગ સર્વજ્ઞ બને છે તે થાય છે. તેઓ જગતને કરતા નથી કે કોઈને સ્વર્ગમાં કે નરકમાં મોકલતા નથી. તેઓ તો સંસાર અને મોક્ષનું સાચું તત્ત્વજ્ઞાન બતાવે છે

૨૫ પ્રશ્ન—ત્યારે જગતની તમામ ચિત્રવિચિત્રતાના હેતુરૂપ કર્મો કેટલાં છે ?

ઉત્તર—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય મૂલ આઠ છે, એના ઉત્તરભેદો બીજા અનેક છે.

૨૬ પ્રશ્ન—જીવને કર્મરહિત થવાનો ઉપાય શો ?

ઉત્તર—સદ્ધર્મ—'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ ।'

૨૭ પ્રશ્ન—જીવનમાં ધર્મની જરૂર કેટલી છે ?

ઉત્તર—શ્વાસ કરતાં પણ જીવનમાં ધર્મની જરૂર અધિકતર છે.

૨૮ પ્રશ્ન—તેનું કારણ શું ?

ઉત્તર—આપણને સુખ જોઇએ છે અને દુઃખ નથી જોઇતું તે છે

૨૯ પ્રશ્ન—સુખ કોનું ફલ છે અને દુઃખ કોનું ફલ છે ?

ઉત્તર—સુખ ધર્મથી મળે છે. દુઃખ અધર્મથી મળે છે.

૩૦ પ્રશ્ન—'પોતાને રૂચે તે ધર્મ' એમ માનીએ તો ન ચાલે ?

ઉત્તર—ના. જેમ પોતાને ગમે તે દવા નહિ, કિન્તુ વૈદ્ય આપે તે અથવા આયુર્વેદે કહી હોય તે દવા, તેમ આપણી મતિકલ્પનાએ ધર્મ નથી, કિન્તુ પ્રભુઆજ્ઞાથી હોય તે ધર્મ છે.

૩૧ પ્રશ્ન—ધર્મ તો આત્મસ્વભાવ છે ને ? ક્રિયાને ધર્મ કેમ કહો છો ?

ઉત્તર—આત્મસ્વભાવની સાધક ક્રિયા હોવાથી તે પણ ધર્મ કહેવાય છે. વરસાદ વગેરે સાધન વિના જેમ અન્ન પાકે નહિ, તેમ શાસ્ત્રોકત ક્રિયા વિના આત્મસ્વભાવ પણ સિદ્ધ થાય નહિ.

૩૨ પ્રશ્ન—ક્રિયામાં ભાવના જોઈએ કે નહિ ?

ઉત્તર—અવશ્ય જોઈએ.

૩૩ પ્રશ્ન—જૈનદર્શનમાં ભાવનાને બરાબર સ્થાન નથી, એ વાત ખરી છે ?

ઉત્તર—ખોટી છે.

૩૪ પ્રશ્ન—કેમ ?

ઉત્તર—જૈનદર્શને જેવી ભાવનાઓ ઉપદેશી છે, તેવી બીજા કોઈ દર્શને ઉપદેશી નથી.

૩૫ પ્રશ્ન—જૈન સિદ્ધાન્તમાં કયી ભાવનાઓ ફરમાવી છે ?

ઉત્તર—'મૈત્રી' આદિ ૪ તથા 'અનિત્યતા'દિ ૧૨–એમ અનેક ભાવનાઓ પ્રબોધી છે.

૩૬ પ્રશ્ન—ઉપદેશકો ક્રિયા ઉપર જેટલો ભાર મૂકે છે તેટલો ભાર ભાવના ઉપર કેમ નથી મૂકતા ?

ઉત્તર—ભાવના ઉપર પણ ભાર તો મુકાય જ છે, પરન્તુ ક્રિયાવિહિન ભાવના મૂગાના મનોરથ કિંવા પાંગળાના પાંગરણ સમી હોવાથી, ક્રિયામાં આળસુ થતા જીવોને ક્રિયાનો ઉપદેશ મુખ્ય આપવો આવશ્યક છે.

૩૭ પ્રશ્ન—ભાવના ન આવતી હોય તો ક્રિયા ન જ કરવી, એ શું ખોટું છે ?

ઉત્તર—હા, એ તદ્દન ખોટું જ છે. ભાવના
પણ નિશાળે જવાય છે, નોકરી વગેરે કરાય છે, તે
મ ક્રિયા તો સુતરાં કરવી જોઇએ.

૩૮ પ્રશ્ન—પણ ઇચ્છા વિના કરવાથી ફાયદો

ઉત્તર—ઇચ્છા વિના નિશાળે જતાં જેમ
થવાય છે અને દવા લેતાં નીરોગી થવાય છે, તેમ
ક્રિયા કરતાં સદ્ગતિ પ્રાપ્ત થાય છે, મન વગેરે જી
અને આત્મા નિર્મળ બને છે.

૩૯ પ્રશ્ન—ઠીક, તેમાં સમજણ તો હોવી જોઈએ

ઉત્તર—સમજણ જોઈએ એમાં ના નહિ, પણ
સમજણ વિના 'થાય જ નહિ' એવું જો માનો તો જ
કાંઈ થઈ શકશે જ નહિ.

૪૦ પ્રશ્ન—યોગ્ય સમજણ-ભાવના આવે
રીતિએ ?

ઉત્તર—અભ્યાસે જેમ આવડત આવે છે અને
ઉઘાડી હોય તો જેમ ગ્રાહક આવે છે, તેમ હમેશાં
કરતાં કરતાં યોગ્ય શ્રવણ-વિચાર કરવાથી સમજણ-ભ
સઘળું જ આવી મળે છે.

૪૧ પ્રશ્ન—મને તો અધ્યાત્મવાદ ઠીક ગમે છે

ઉત્તર—કેમ, શાથી ?

૪૨ પ્રશ્ન—ક્રિયા કર્યા વિના, આત્મામાં
ભાવના ભાવી લેવાથી મોક્ષે જવાય તેથી.

ઉત્તર—ત્યારે તો તમે અધ્યાત્મ વસ્તુને સમજ્ય

૪૩ પ્રશ્ન—આપ સમજાવો, અધ્યાત્મ કોને કહેવાય? ખરું અધ્યાત્મ શું છે?

ઉત્તર—મહામહોપાધ્યાય શ્રી **યશોવિજય મહારાજ** સ્વરચિત **અધ્યાત્મસાર** પૃ. ૮/૧ માં વદે છે કે-

"गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा, तदध्यात्मं जगुर्जिनाः ॥५॥"

**ભાવાર્થ**—'ગયો છે મોહાધિકાર જેઓનો, તેવાઓની આત્માને ઉદ્દેશી જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે, તેને શ્રી જિનેશ્વર ભગવાનોએ **અધ્યાત્મ** કહ્યું છે.'

એટલે કે, મિથ્યાત્વાદિ મોહાધિકાર તજી દેવામાં આવે, ભોગાશંસા અને યથેચ્છ પ્રવૃત્યાદિ દોષો ટાળવામાં આવે, મૈત્ર્યાદિ શુભ ભાવનાથી અંતઃકરણ ભાવિત કરવામાં આવે અને આત્મશુદ્ધિના લક્ષ્યથી સર્વજ્ઞ પ્રભુના વચનાનુસાર વ્રત, નિયમપાલન, દેવ-ગુરુ વન્દન, આવશ્યક તપોનુષ્ઠાન, દાનાદિક સત્ **ક્રિયાઓ** બરાબર સેવવામાં આવે, તે જ ખરું અધ્યાત્મ છે. કોરી કલ્પી લીધેલી ભાવના કાંઈ અધ્યાત્મ નથી.

૪૪ પ્રશ્ન—આથી તો એમ ઠરે છે કે, ક્રિયાવાદ વિનાનો અધ્યાત્મવાદ નર્યો અસત્ય વાદ જ છે.

ઉત્તર—હા એમ જ છે. દેહની ક્રિયાઓમાં ગળાડૂબ રહે, ખાવા, પીવા, સૂવા, બેસવા, પહેરવા તથા હરવા-ફરવા માટે ખાસ ઈલાયદાં ઉમદાંમાં ઉમદાં ભોજન વગેરે સાધનો જોઈએ અને આવશ્યક ક્રિયાઓને શુષ્ક-બિનજરૂરી માની છોડી દે, શ્રી જિનાજ્ઞામાં કહ્યું હોય તે ન કરે, ન કહ્યું હોય

તે કરવાની ધૂન લગાવે અને સ્વાધ્યાય-ધ્યાનનો કેવલ આડંબર કરે, તે અધ્યાત્મવાદ નથી, કિન્તુ આપગડંતવાદ અથવા મહા મિથ્યાત્વ મોહવાદના ઉછાળા માત્ર જ છે.

૪૫ પ્રશ્ન—આત્મા પોતે જ દેવ છે, પોતે જ ગુરુ છે, પોતે જ જ્ઞાનાદિ સ્વરૂપ છે, તો પછી બીજા દેવ વગેરે શા માટે ભજવા?

ઉત્તર—જો આત્મા પોતે જ દેવ વગેરે છે, એમ માનીને દેવ વગેરેને ન ભજવા હોય, તો તેણે રમા-રામા પણ શા માટે ભજવાં જોઈએ? જે દેવ વગેરે સ્વરૂપ હોય છે, તે રમા-રામા ભજનારા તો નથી જ હોતા.

૪૬ પ્રશ્ન—એ તો દેહ ભોગવે છે, આત્મા ભોગવતો નથી-એમ માનીશું?

ઉત્તર—દેહને ચૂંટી ખણાય, કાંટો વાગે, અંગારા બાળે, વેપારમાં નુકશાન જાય, દીકરો મરી જાય ઇત્યાદિ થાય, ત્યારે એમ માનો છો કે નહિ તેની કસોટી થાય.

૪૭ પ્રશ્ન—ત્યારે તો અમારો આત્મા 'ઓ બાપ રે' જ બોલે?

ઉત્તર—તો પછી નાહક ખોટી ધૂન લગાવી આત્માને શા માટે છેતરો છો? આત્મા પોતે જ જો દેવ વગેરે સ્વરૂપ છે, તો પછી એણે પોતાનું તે શુદ્ધ સ્વરૂપ, કે જે અત્યારે કર્મરજથી મલિન થયેલું છે, તેને નિર્મલ બનાવવા માટે રમા-રામાની અને પુદ્ગલસુખની ક્રિયાઓ છોડી દેવી જોઈએ તથા ખાસ કરીને દેવ વગેરેએ ફરમાવેલી

૪૮ પ્રશ્ન—"જૈનમત તો આત્મા કર્ત્તા નથી, ભોક્તા નથી' એમ કહે છે ને?

ઉત્તર—ના. જૈન મત તો આત્માને સ્વકર્મ વગેરેના કર્તાદિ માને જ છે. 'આત્મા કર્તા વગેરે નથી', એમ એકાન્તે કહેનારો જૈનમત નથી, કિન્તુ સાંખ્યાદિ મત છે અને તે મિથ્યાત્વ છે.

૪૯ પ્રશ્ન–તો પછી આત્માની નિર્લેપ ભાવના શી રીતિએ ભાવવી ?

ઉત્તર— નિર્લેપ ભાવના ભાવવા માટે, 'પુદ્ગલભાવથી હું પર છું, માટે તેનો હું કરવૈયો કે કારવૈયો કે ટેકો આપનારો ન જ હોવો જોઈએ', એમ ચિંતવી પુદ્ગલભાવની ક્રિયાઓ ઉપરથી 'અહં-મમનો' આસક્તિભાવ ત્યજી દેવો જોઈએ. જ્યારે આસક્તિભાવથી કરાતી પુદ્ગલભાવની ક્રિયાઓ મૂકી દેવાય અથવા તેના હર્ષ-શોકાદિની લાગણી પણ મનમાં લાવ્યા વિના તેનાથી પર બની જવાય અને સ્વભાવ અથવા આત્મભાવની ક્રિયાઓમાં આત્મભાવે આરૂઢ થવાય, ત્યારે સાચી નિર્લેપ ભાવના ભવાય.

૫૦ પ્રશ્ન—ભગવાનની પૂજા કરવી તે શું સ્વભાવ ક્રિયા છે?

ઉત્તર—હા. ભગવાન શુદ્ધ આત્મસ્વરૂપમાં અવિચલ થયા છે, આપણે તેવા થવા માટેના અર્થી છીએ, માટે તેમની પૂજા કરવી એ સ્વભાવસાધક ક્રિયા હોઈ સ્વભાવ ક્રિયા જ છે.

૫૧. પ્રશ્ન—નિમિત્ત તો આત્માને કાંઈ કરી શક
નથી ને ?

ઉત્તર—એ માન્યતા એકાન્તે સત્ય નથી. વીતરા
આત્માને નિમિત્ત ભલે કાંઈ કરી શકતું ન હોય, પ
સરાગી આત્માને તો તે પોતાની શુભાશુભ અસર ઉપજા
છે એમાં શંકા નથી.

૫૨. પ્રશ્ન—નિમિત્તયોગે કોઈને લાભ કે નુકસા
થયાના દાખલા બતાવશો ?

ઉત્તર—એક યુવાન હૃષ્ટપુષ્ટ આખલાને વૃદ્ધ ક્ષીણ
થઈ ગયેલો જોઈને, તેના નિમિત્તથી કરકંડુ રાજા આત્મબો
પામી પ્રત્યેક બુદ્ધ થયા, એ જ પ્રમાણે કંકણના નિમિત્તથી
વૃક્ષના નિમિત્તથી અને ઇન્દ્ર ધનુષ્યની ક્ષણિક ઋદ્ધિના
નિમિત્તથી તે સમયે નમિરાજા આદિ બીજા પણ ત્રણ
પ્રત્યેકબુદ્ધો થયાના દાખલા જગત્પ્રસિદ્ધ છે. વેશ્યા આદિના
નિમિત્તથી શ્રી નંદિષેણ મુનિ આદિ પતન પામ્યાના દાખલા
પણ પ્રસિદ્ધ છે. અરે, ઝેર વગેરેના નિમિત્ત અકાળે મરણ
પામી જતા અને રસાયણ આદિ નિમિત્તથી બચી જતાના
દાખલા પણ પ્રત્યક્ષ જોવાય છે. દારૂ, જુગાર, ચોરી વગેરે
નિમિત્તોથી ખુવાર થઈ જતા અને સત્સંગ વગેરે સારા
નિમિત્તોથી ઉગરી જતા માણસોને પણ આજે આપણે જોઈ
શકીએ છીએ.

૫૩. પ્રશ્ન—આજે કેટલાકો નિશ્ચયદૃષ્ટિને આગળ

ઉત્તર—તે તદ્દન ગેરવ્યાજબી છે. તેઓ પોતે સ્વાધ્યાય-મંદિરો, આશ્રમો, માનસ્તંભો દેરાસરો બંધાવે છે, પ્રતિષ્ઠાઓ; વ્યાખ્યાનો, પ્રાર્થના, પાઠો કરે-કરાવે છે; વ્રત-નિયમો ઉચ્ચરાવે છે; ફાવતી સેંકડો ક્રિયાઓ કરે છે અને ન ફાવતી છોડી દે છે. આ દશામાં શુદ્ધ નિમિત્ત વ્યવહારક્રિયાનો આદર કરવાને બદલે અપલાપ કરવો, તે નિશ્ચયદષ્ટિના નામે રમાતો દંભ છે. એથી માણસ નથી તો શુદ્ધ વ્યવહાર સાધતો કે નથી તો શુદ્ધ નિશ્ચય સાધતો.

૫૪ પ્રશ્ન—સંસારમાં નિમિત્તનો આશ્રય કર્યા વિના શું વ્યવહાર ન થઈ શકે ?

ઉત્તર—ના, નથી જ થઈ શકતો એ પ્રત્યક્ષ છે. નિમિત્ત વગેરેનો અપલાપ કરનારાઓને પણ ઉપર બતાવી ગયા તેમ પોતાની જમાતમાં બીજાઓને ખેંચવા માટે અનેક પ્રકારના નિમિત્તવ્યવહારોનો આશ્રય કરવો જ પડે છે. જો તે કાંઈ કરી શકતાં નથી, તો તેને શા માટે સેવવાં જોઈએ? અગર પોતાને જે અનુકૂળ ઇષ્ટ સાધનો લાગ્યાં હોય, તે મૂકીને પ્રતિકૂળ અનિષ્ટ સાધનોને પણ તેઓ શા માટે સેવતા નથી ?

૫૫ પ્રશ્ન—ત્યારે શુદ્ધ નિશ્ચયદષ્ટિના ખપી જીવોએ કયી રીતે વર્તવું જોઈએ ?

ઉત્તર—પૂજ્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજના વચન અનુસાર, આત્માની શુદ્ધ નિશ્ચયદષ્ટિને હૃદયમાં જાગૃત રાખીને, તેને સાધનારા સકલ શુદ્ધ વ્યવહારને સાપેક્ષપણે યથાશક્ય સાધવા, પરન્તુ શ્રદ્ધાવાન આત્માએ

તે એકેયનો અપલાપ કરવો જોઈએ નહિ. આ રહ્યું તેમનું એ વચન—"નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજે, પાલીજે વ્યવહારોજી."

૫૬ પ્રશ્ન—આત્મવિકાસના પ્રેમી જનોએ શુભ નિમિત્તવ્યવહારોને વર્જવા જોઈએ નહિ એ વાત સત્ય છે, તો હવે મૂર્તિપૂજાને સાબીત કરનારી સૂત્રસાક્ષીઓનાં થોડાં નામો બતાવશો ?

ઉત્તર—જરૂર. જુઓ, શ્રી આચારાંગમાં બીજા શ્રુતસ્કંધ નિર્યુક્તિમાં, સૂત્રકૃતાંગસૂત્રમાં, ઠાણાંગસૂત્રમાં, સમવાયાંગસૂત્રમાં, ભગવતીસૂત્રમાં, જ્ઞાતાસૂત્રમાં, ઉપાસકદશાંગસૂત્રમાં, પ્રશ્નવ્યાકરણસૂત્રમાં, ઉવવાઈસૂત્રમાં, રાયપસેણીસૂત્રમાં, જીવાભિગમસૂત્રમાં, જંબૂદ્વિપપ્રજ્ઞપ્તિસૂત્રમાં, અનુત્તરોપપાતિકસૂત્રમાં, ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્રમાં, સૂર્યપ્રજ્ઞપ્તિસૂત્રમાં, નિરયાવલિકાસૂત્રમાં, કપ્પવડિંસિયાસૂત્રમાં, પુષ્પચૂલિકાસૂત્રમાં, વહ્નિદશાસૂત્રમાં, દશવૈકાલિકસૂત્રમાં, ઉત્તરાધ્યયનસૂત્રમાં, અનુયોગદ્વારસૂત્રમાં, વ્યવહારસૂત્રમાં, અન્તકૃતદશા, બૃહત્કલ્પ, નિશીથચૂર્ણિ, આવશ્યકસૂત્ર, દશાશ્રુતસ્કન્ધ, નન્દીસૂત્ર આદિ કેઈ સૂત્ર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા સર્વમાં ભગવત્પ્રતિમા–પૂજા વગેરેના અધિકાર કથન કરેલા મૌજુદ છે.

૫૭ પ્રશ્ન—ભગવાનની મૂર્તિ જડ છે, એ જડપૂજાથી શું લાભ ?

ઉત્તર—પોતાના બાપનો ભાસ કરાવનાર બાપના ફોટાની જેમ ભગવાનની મૂર્તિ ભગવાનનો ભાસ કરાવે છે. એને જડ માનવી તે પોતાની ... જડતા ... છે જડ એવાં

પણ ચિંતામણિ, શંખ આદિની પૂજાથી પણ જો ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે, તો પછી ભગવત્પ્રતિમાના પૂજનથી અનિષ્ટની આત્યંતિક નિવૃત્તિ અને ઇષ્ટની એકાન્તિક પ્રાપ્તિ થાય છે એમાં શંકાને સ્થાનં જ નથી.

૫૮ પ્રશ્ન—મૂર્તિને નહિ માનનારા સુધારકો છે એમ નથી લાગતું ?

ઉત્તર—ખોટું અથવા ખરાબ હોય તે બદલીને સાચું અથવા સારું ગ્રહણ કરે તેનું નામ સુધારક કહેવાય. મૂર્તિને નહિ માનનારા પુસ્તકને માને છે, પાટને માને છે, ગોખલાને માને છે, સુરધનાદિ ગોત્રજોને માને છે, છતાં સનાતન ભગવદ્મૂર્તિનો વિરોધ કરવો તે સુધારકપણું નથી, પરન્તુ સ્વ-પર આત્માને બગાડવાપણું જ છે.

૫૯ પ્રશ્ન—પથ્થરની ગાય જેમ દૂધ આપતી નથી તેમ પથ્થરની મૂર્તિ મોક્ષ આપી શકતી નથી, તેમ કહે છે, એનું શું ?

ઉત્તર—હા, તો પછી જેમ ગાયનું નામ દેવાથી પણ મોઢામાં દૂધ નથી આવતું, તેમ ભગવાનનું નામ લેવાથી પણ તમારો મોક્ષ નહિ થાય, તો પછી જેમ સ્થાપનાને નથી માનતા, તેમ ભગવાનના નામને પણ તમારે માનવું જોઈએ નહિ.

૬૦ પ્રશ્ન—ત્યારે શું પ્રજાનું માનસ જ મૂર્તિપૂજાને અનુકૂળ છે ?

ઉત્તર—હા, એમ જ છે. જો તમે એની પાસેથી સત્ય મૂર્તિપૂજા મુકાવી દેશો તો તે અસત્ય મૂર્તિપૂજાને વળગી

પડશે. કોઈ ને કોઈ રૂપમાં પ્રજા મૂર્તિપૂજા તો કરવાની જ છે. તો પછી પ્રશમરસવાહી, નિર્વિકાર, શુદ્ધ જિનમૂર્તિ પૂજામાં જ તેણે શા માટે ન માનવું જોઈએ ?

૬૧ પ્રશ્ન—કેટલાકો પ્રાચીન અને અર્વાચીન પૂજા-પદ્ધતિમાં ફેરફાર બતાવે છે, તે શું સાચો છે ?

ઉત્તર—લખનારની એ સમજફેર હોઈ ખોટો છે. ઈતિ-હાસને નામે ડાર્વિનની વાંદરાંમાંથી મનુષ્યો થયાની જેવી શોધ છે, તેવી એ લેખકની શોધ પ્રમાણિક માની શકાય તેવી નથી.

૬૨ પ્રશ્ન—નિત્ય પ્રક્ષાલપૂજાને બદલે લેખકની કલ્પના-નુસાર જો આજે પ્રભુજી આગળ ખાલી પાણીનો લોટો ધરી દેવાનું અનુસરાય, તો કેસર-સુખડ અને ગોઠીઓ વગેરેનો ઘણો બોજો ઓછો થઇ જાય, એ ખરું ને ?

ઉત્તર—તો પછી લેખકની કલ્પનાનુસાર મંદિરોને ગામ-નગરમાંથી વિદાય કરી દઈ જંગલમાં પધરાવી દેવાથી અને ત્યાંથી પણ ઉપાડી લઈ, પૂજનેચ્છુકના હૃદયમાં સ્થાપી દેવાથી બધો જ બોજો કમી થઈ જશે ! કરવું છે એમ ?

૬૩ પ્રશ્ન—ના, ના, એમ તો થઈ શકે નહિ.

ઉત્તર—ત્યારે, તમે કહો છો તેમ પણ થઈ શકે નહિ. માણસ આજે ખાન, પાન, પહેરવેષ, સભ્યતા, ભણતર, હુન્નર ઉદ્યોગ સર્વમાં આગળ વધી રહ્યો છે; એ જો સહ્ય છે, તો ભાવિક આત્મા પૂર્વાચાર્યોની વિધિ અનુસાર નિત્ય પૂજા-ભક્તિ કરતો રહે, તેમાં તમોને નડતર ક્યાં આવે છે ?

૬૪ પ્રશ્ન—ગોઠીઓ વગેરે ખર્ચનું નડતર આવે છે.

ઉત્તર—એ તો જૂ થાય છે એટલે કપડું ફેંકી દેવા જેવી તમે વાત કરો છો. માણસ લગ્ન કરે છે, એમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે, પ્રજા ઉત્પન્ન થતાં તેને પાળવા પોષવા, ભણાવવા, ધંધે લગાડવા, એકબીજાના હિત-હક્કોનું રક્ષણ કરવા, યાવત્ રાજતંત્ર વગેરે સુધીની અનેક પ્રકારની ઉપાધિઓ ઉભી થાય છે, આ કારણથી એ સર્વેને મીટાવી દેવાની જો આજે કોઈ વાત કરે, તો તે ગાંડામાં જ ખપે, માટે ખર્ચાના નડતરને દૂર કરવા માટે જાતે સેવાભક્તિ કરવાનો લોકોને ઉપદેશ આપો. કિન્તુ નિત્ય પ્રક્ષાલપૂજાની શાસ્ત્રીય પ્રણાલી ઉપર કુઠારાઘાત કરવાની જરૂર નથી.

૬૫ પ્રશ્ન—પંચોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પ્રાચીન છે અને અષ્ટોપચારી પૂજાના શાસ્ત્રપાઠો પછીના સમયના છે એમ કહે છે, એ વાત ખરી છે ?

ઉત્તર—ના, એમ કહેવું તે પણ એ લેખકનું એક સાહસ માત્ર છે. શ્રી મહાનિશીથ, પંચાશકજી, યોગશાસ્ત્ર આદિ શાસ્ત્રપાઠો અને ટીકા વગેરેનું જો એ લેખકે સર્વાંગ અવલોકન કર્યું હોત, તો કોઈને 'કૂટ' અને કોઈને 'કલ્પિત' તથા કોઇને 'અર્વાચીન સમયના ગતાનુગતિક' વગેરે લખવાનું કિંવા પોતાની મતલબનું લઈને બીજું છુપાવવાનું તથા અર્થો મરડવાનુ દુ:સાહસ તેઓ કદી કરી શકયા ન જ હોત.

૬૬ પ્રશ્ન—તો પછી કોઇ પંચોપચારી, કોઈ અષ્ટો-પચારી, કોઈ સર્વોપચારી, કોઈ નિત્ય કે કોઈ પ્રાસંગિક

પૂજા કરે, એમાં શાસ્ત્રવિધિથી મને તો કશો જ વાંધો દેખાતો નથી

ઉત્તર—તમારી આ સમજ તદ્દન બરાબર છે. દૂધપાકનું ભોજન જેની શક્તિ અને રૂચિ હોય તે ભક્તને નિત્ય કરે; એમાં નિષેધને સ્થાન રહેતું જ નથી. એ પ્રમાણે શાસ્ત્રોમાં પ્રાચીન કાળથી નિત્ય પ્રક્ષાલપૂજાની વિધિ પણ સ્પષ્ટ દીવા જેવી છે.

૬૭ પ્રશ્ન—પરન્તુ આથી અમોને ભગવાનનું અરિહંતસ્વરૂપ તો દેખાતું જ નથી. કોઈ તો લખે છે કે, 'રાજ્ય કરતી યુવતી'નું સ્વરૂપ દેખાય છે, તેનું શું ?

ઉત્તર—'યુવતી' શબ્દ લખનારની આંખે કમળો થયો જણાય છે. હૈયાના ભયંકર દુર્ભાવ વિના આવા શબ્દો શ્રી વીતરાગદેવની પ્રતિમા માટે લખાય નહિ. આવું લખનાર કે બોલનારને ભવાંતરમાં જીભ કે હાથ તો ન મળે, પરન્તુ મહા દુર્લભબોધિપણું મળે એ ભૂલવું જોઈએ નહિ. ભગવાનની પૂજા જ ભગવાનની રાજ્યાવસ્થા અંગે છે, તથાપિ એ પૂજામાં શ્રી વીતરાગદેવની મૂર્તિ તો તદવસ્થ જ રહે છે; અને શાસ્ત્રકારોએ શ્રી વીતરાગદેવની જુદી જુદી અવસ્થાની ભાવનાઓ કેવી રીતિએ ચિંતવવી તેનો વિવેક દર્શાવેલો જ છે. ગમે તેવા હાર, મુકુટ, આંગી, પાખર પહેરાવેલાં હોય, પરન્તુ દર્શન કરનાર આબાલસ્ત્રીગોપાલવૃદ્ધને પૂછો કે, 'કોનાં દર્શન કર્યાં ?' તો સૌ શ્રી જિનેશ્વર ભગવાનનાં જ દર્શન કર્યાનું કહે છે. 'રાજાનાં દર્શન કર્યાનું'

કોઈ કહેતું નથી. એ તો એવા અતિપંડિતોનો જ એક ભ્રમ માત્ર છે.

૬૮ પ્રશ્ન—પ્રભુપૂજામાં હિંસાનો દોષ થાય છે ખરો ?

ઉત્તર—અર્થ-કામના હેતુ માટે કરાતી ક્રિયા હિંસાવાળી છે. શાસ્ત્રવિધિથી આત્મકલ્યાણ માટે પ્રભુપૂજા કરાય તેમાં હિંસાનો દોષ થતો નથી.

૬૯ પ્રશ્ન—'પુષ્પ પાંખડી જ્યાં દુભાય, ત્યાં નહિ શ્રી જીનવરની આણ'—એમ કહ્યું છે ને ?

ઉત્તર—આ વાક્ય કોઈ પૂર્વાચાર્ય મહર્ષિનું નથી, પણ રાજકોટ વવાણિયા ગામના રહીશ મર્હૂમ ગૃહસ્થ કવિ શ્રી રાજચંદ્રનું છે. તેનો પણ જો આપણે સિદ્ધાન્ત-શૈલીથી વિચાર કરીએ, તો એનો અર્થ એ છે કે, 'સ્વશરીર ઉપભોગમાં, મોજશોખ આદિમાં, એક પુષ્પ-પાંખડીને પણ તમે દુભાવો, ત્યાં પ્રભુની આજ્ઞા નથી.' પ્રભુપૂજામાં તો પુષ્પાદિ ચઢાવવાની પ્રભુઆજ્ઞા છે જ. કારણ કે, પ્રભુપૂજામાં ચઢતા પુષ્પોના જીવોને તો ઊલટું અભયદાન મળે છે અને તેના ઉપર ભવ્યતાની નિયમા છાપ પડે છે.

૭૦ પ્રશ્ન—કવિ રાજચંદ્રજી મૂર્તિપૂજામાં માનતા હતા ?

ઉત્તર—હા. તેમણે પોતાના એક પત્રમાં તે સિદ્ધ પણ કરી છે. (જુઓ 'શ્રીમદ્ રાજચંદ્ર' બીજી આવૃત્તિ, પૃ. ૧૪૩, વર્ષ ૨૦, પત્રાંક ૨૦) તેમાં તેમણે એક મૂર્તિ માનનારો અને બીજો નહિ માનનારો; એ બે પક્ષો ગ્રહણ કરીને ઘણી જ સ્પષ્ટ ભાષામાં લખ્યું છે કે—

"પ્રથમ પક્ષ સત્ય છે, એટલે કે જિન પ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોક્ત, પ્રમાણોક્ત, અનુભવવોક્ત અને અનુભવમાં લેવા યોગ્ય છે."

એ જ પત્રમા તેઓ આગળ લખે છે કે—

"પાંચ પ્રકારનાં પ્રમાણથી તે વાત હું સિદ્ધ કરું છઉં."

આગળ પણ તેઓ જણાવે છે કે, "પ્રથમ પ્રતિમા નહિ માનતો અને હવે માનું છઉં. તેમાં કાંઈ પક્ષપાતી કારણ નથી પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખું છઉં."

આ પ્રમાણે પ્રભુપૂજાને સિદ્ધ માનનારા અને સાબીત કરનારા કવિ શ્રી રાજચંદ્રે પ્રભુપૂજામાં પુષ્પાદિના વિરોધ માટે ઉપરનું વાકય લખ્યું હોય કે માન્યું હોય એમ કહેવું, તે તો તેમની સ્વીકારેલી વૃત્તિ અને પ્રવૃત્તિને ઘોર અન્યાય કરવા બરાબર છે.

૭૧ પ્રશ્ન—આજકાલ દેખાદેખીથી હજારો અને એથી વધીને લાખો પુષ્પોની આંગી થાય છે, તે ગમે તેવાં વાસી પણ આવે છે, પછી જમીન ઉપર દેખાવનાં તે પથરાય છે અને તેનો કચ્ચરઘાણેય થાય છે, તેને આપ ઉચિત માનો છો કે અનુચિત?

ઉત્તર—જેટલી વિવેક અને જયણાની ખામી છે તેટલું અનુચિત તો છે જ. આજે મુંબઈ જેવા શહેરોમાં દિવસ ઉગ્યા પહેલાં વહેલી પ્રક્ષાલ પૂજાઓ વગેરે થઈ જાય અને દહેરાસરોમાં ઇલેક્ટ્રિકોના સગવડભર્યા ભપકા-

૭૨ પ્રશ્ન—કેટલાકો તરફથી શ્રીમદ્‌ને ગુરુદેવ માનવા માં આવે છે તે બરાબર છે?

ઉત્તર—બરાબર તો કેમ જ કહેવાય? તેમણે દીક્ષા ગ્રહણ કરેલી નહોતી. તેઓ ક્ષયના આન્તરમાં ગૃહસ્થપણે જ અવસાન પામ્યા હતા. ગુરુઓ કોણ કહેવાય છે, તે જણાવવા માટે કલિકાલસર્વજ્ઞ **શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે** પોતાના **યોગશાસ્ત્ર**ના બીજા પ્રકાશમાં લખ્યું છે કે—

"महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः॥८॥"

ભાવાર્થ—'જે પંચમહાવ્રતધારી હોય, તેના પાલનમાં ધીર હોય, શુદ્ધ ભીક્ષાવૃત્તિથી ભોજનાદિ મેળવતા હોય, હમેશા સાવદ્ય ત્યાગની પ્રતિજ્ઞારૂપ સામાયિકના ઉપયોગમાં રહેલા હોય અને ઉપદેશ ધર્મનો જ આપતા હોય,' તે **ગુરુદેવ** કહેવાય છે.'

૭૩ પ્રશ્ન—ગાંધીજી જેવા શ્રીમદને ગુરુદેવ માનતા હતા, તે શું ખોટું છે?

ઉત્તર—હા, તે ખોટુ છે. શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજીએ પોતે જ તેનો ઇન્કાર કર્યો છે. 'શ્રીમદ્ રાજચંદ્ર' (ત્રીજી આવૃત્તિ) નામના પુસ્તકમાં તેમણે પોતાની સહીથી 'પ્રાસ્તાવિક બે બોલ' લખેલા છે, તેમાં વાંચો-તેમના શબ્દો આ રહ્યા—

"**એમ છતાં મેં એમને મારા ધર્મગુરુ નથી માન્યા.**" (શ્રી રા. તૃ આ. પૃ. ૩)

૭૪ પ્રશ્ન—પ્રભુને ઓળખાવે તે પ્રભુ કરતાં પણ મોટો ઉપકારી ગણાય ને?

ઉત્તર—ના. પ્રભુનાં વચનોથી પ્રભુને ઓળખાવી શકાય

. આત્માનું, કર્મનું અને મોક્ષમાર્ગનું જ્ઞાન પણ તેમના ચનોથી જ યથાર્થ આપી શકાય છે. મોટા ઉપકારી તો ભુ શ્રી અરિહંત ભગવાન જ છે. બીજાઓ તો માત્ર તેનો અનુવાદ જ કરનારા છે. તેઓ તેમના વચનનો ઉપદેશ આપી ઉપકારકર્તા ભલે બને, તથાપિ તેમને અનુક્રમે શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ મહારાજ કરતાં મોટા ઉપકારી તો ન જ માની શકાય.

૭૫ પ્રશ્ન—પ્રભુએ દયા, દાન ફરમાવ્યાં છે, તે અપાત્રને કરવાથી પાપ લાગે; એમ કેટલાકોનું કહેવું છે, તે બરાબર છે?

ઉત્તર—બરાબર નથી. પ્રભુએ વર્ષિદાનો આપ્યાં છે. ભગવાન શ્રી મહાવીરદેવે ગોશાળાને, શ્રી પાર્શ્વનાથ પ્રભુએ સર્પને, શ્રી નેમિનાથ પ્રભુએ પશુઓને અને શ્રી શાંતિનાથ ભગવાનના જીવે પારેવાને બચાવ્યા પણ છે. પાત્રમાં ભક્તિથી અને અપાત્રમાં અનુકંપાથી દયા, દાન આચરવાની પ્રભુની આજ્ઞા છે. તેને લોપવા તે પ્રભુની આજ્ઞા લોપવા બરોબર છે.

૭૬ પ્રશ્ન--બિલાડીથી ઉંદર બચાવતાં, બિલાડીને અંતરાય કરી દુઃખ ઉપજાવ્યું ન કહેવાય?

ઉત્તર—ના. રોગીને દવાના કારણે ભૂખ્યો રાખવામાં જેમ વૈદ્ય વગેરેને અંતરાય કર્યાનો કે દુઃખ ઉપજાવ્યાનો ગુનો લાગતો નથી, તેમ એક હિંસક પ્રાણીને બીજા પ્રાણીની હિંસા કરતો અટકાવવામાં અંતરાય કે દુઃખોપાર્જનનો દોષ લાગતો નથી. બચાવવાની ભાવનામાં તો તે બન્ને પ્રત્યે શુભ તત્ત્વ જ સમાયેલું છે.

૭૭ પ્રશ્ન—અપાત્ર કોણ કહેવાય છે અને પાત્ર કોને કહેવાય છે?

ઉત્તર—જ્ઞાનગ્રહણ અને ક્રિયાપાલનની દૃષ્ટિએ શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણ વિનાનો અપાત્ર અને તેની શ્રદ્ધા તથા પાપત્યાગના પચ્ચખ્ખાણવાળો પાત્ર કહેવાય છે.

૭૮ પ્રશ્ન—અણુવ્રતી સંઘના સ્થાપક કોણ છે?

ઉત્તર—અણુવ્રતી અને મહાવ્રતી સંઘના પણ સ્થાપક ખુદ શ્રી જિનેશ્વર ભગવાન છે.

૭૯ પ્રશ્ન—સમ્યક્ત્વ વિના અણુવ્રતી સંઘ હોઈ શકે?

ઉત્તર—ના, ન જ હોઈ શકે.

૮૦ પ્રશ્ન—આજે દયા-દાનનો લોપ કરનારા કેટલાકો અણુવ્રત આંદોલન ચલાવે છે, તે માનવા યોગ્ય છે કે?

ઉત્તર—ના. બિલકુલ નહિ; કારણ કે એ એમની પોતાની રીતનો લોકોને પોતાના પંથમાં ખેંચવા માટેનો નવીન ઢબનો એક છલ માત્ર છે.

૮૧ પ્રશ્ન—શ્રીયુત ગાંધીજીની અહિંસાને જૈન ધર્મની અહિંસા તરીકે માની શકાય?

ઉત્તર—ના, કારણ કે તેમની અહિંસા માત્ર અમુક મનુષ્યોના ભૌતિક સુખો માટેની છે, જ્યારે જૈન ધર્મની અહિંસા જગતના પ્રાણીમાત્રના રક્ષણપૂર્વક આત્મીય મોક્ષ મેળવવા માટે ત્યાગ અને તપશ્ચર્યાની છે.

૮૨ પ્રશ્ન—માણસને જે સૂઝે તે સત્ય ગણાય કે સત્ય હોય તે સત્ય ગણાય?

ઉત્તર—વાસ્તવિક જે સત્ય હોય તે જ સત્ય ગણાય.

૮૩ પ્રશ્ન—સત્ય એ જ પરમેશ્વર છે કે પરમેશ્વર કોઈ જુદું તત્ત્વ છે ?

ઉત્તર—પરમેશ્વર એ સિદ્ધબુદ્ધ થયેલ સ્વતંત્ર તત્ત્વ છે અને સત્ય તો પરમેશ્વરે બતાવેલું વસ્તુનું સ્વરૂપ છે.

૮૪ પ્રશ્ન—એક માણસ જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરે છે, પણ તેમાં શ્રદ્ધા કે જિનોક્ત આજ્ઞાનુસાર વિચાર ધરાવતો નથી, બલ્કે વિરુદ્ધ વિચારો ધરાવે છે, તો તે પસંદ કરવા યોગ્ય છે કે નહિ ?

ઉત્તર—ના. એવો માણસ પ્રાયઃ ક્રિયા કરનારો હોય જ નહિ. એમ છતાં જો કોઈ તેમ કરતો હોય, તો તે દંભથી કરનારો હોવો જોઈએ. દંભથી ક્રિયા કરનાર માટે પૂ. ઉપાધ્યાયજી **શ્રી યશોવિજયજી મહારાજા** '**અધ્યાત્મસાર**' પૃ. ૧૬/૨ માં સાફ સાફ શબ્દોમાં શીખામણ આપે છે કે–

"**दम्भेन व्रतमास्थाय यो वाञ्छति परं पदम्।**
**लोहनावं समारुह्य सोऽब्धेः पारं यियासति ॥५६॥**"

**ભાવાર્થ**—'દંભથી વ્રત ધારણ કરીને જે મોક્ષે જવા ઇચ્છે છે, તે લોઢાના નાવમાં બેસીને સમુદ્રની સામી પાર જવા ઇચ્છે છે.' મતલબ કે, જેમ લોહનાવથી સમુદ્ર ન તરાય, તેમ દંભક્રિયાથી સંસારસાગર પણ ન જ તરાય.

અજ્ઞાનતાથી જો કદાચ એ ક્રિયા કરનારો હોય, તો તેણે કદાગ્રહી નહિ બનતાં ગુરુગમથી પોતાના વિચારો સુધારી શ્રદ્ધાપૂર્વક ક્રિયા કરનારા બનવું હિતાવહ છે.

૮૫ પ્રશ્ન—એક માણસ શ્રી જિનોક્ત ક્રિયાકાંડ બરાબર કરી શકતો નથી, પણ શ્રદ્ધા અને વિચારો આજ્ઞાનુસાર ધરાવે છે, વિરુદ્ધ વિચારોનો સામનો પણ કરે છે, તો તે પસંદ કરવા યોગ્ય છે ?

ઉત્તર—હા. પરંતુ આવા માણસે ક્રિયાકાંડમાં જો પ્રમાદ થતો હોય, તો તે ટાળવા કમ્મર કસવી અને શક્તિ હોય તો તે ન ગોપવવી, એ વધુ હિતાવહ છે.

૮૬ પ્રશ્ન—એક માણસ પોતાની રીતિએ પ્રાર્થના કરે છે, ધ્યાન કરે છે, અહિંસા વગેરે પાળે છે અને ઉપદેશ પણ કરે છે, તો તે પ્રમાણભૂત ગણાય કે નહિ ?

ઉત્તર—ના. જે કાંઈ કરાય તે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર હોવુ જોઈએ, તદનુસાર જે ન હોય તે પ્રમાણભૂત ગણાય નહિ.

૮૭ પ્રશ્ન—'અવિધિનો ભય રાખીને કાંઈ કરવું જ નહિ', એ બરાબર છે ?

ઉત્તર—'અવિધિનો ભય રાખીને કાંઈ કરવું જ નહિ, એ બરાબર નથી જૂ વગેરેના ભયથી જેમ કપડાં વગેરેનો ત્યાગ કરાતો નથી. તેમ અવિધિ આદિનો ભય રાખીને શુભ ક્રિયાઓ વગેરે પણ મૂકી દેવાય નહિ, પરન્તુ વિધિનો ખપ રાખીને જ્યાં માલુમ પડે ત્યાં અવિધિ છોડતા જવું.. છતાં જો અવિધિ થઈ જાય તો તેનો મનમાં પશ્ચાત્તાપ કરવો અને પાપભીરુતા રાખી કરતા જવું, એ બરાબર આરાધકપણાનં લક્ષણ છે.

૮૮ પ્રશ્ન—વેપારીની જેમ ગુરુઓ પણ જો જુદું જુદું કહેનારા હોય, તો વિધિ-અવિધિનો નિર્ણય શી રીતિએ કરવો ?

ઉત્તર—ખપી ગ્રાહક જોઈતા માલનો જેમ અભ્યાસી બને છે, બધી બજારોમાં રીતસર તપાસ કરે છે, ખાસ અનુભવીઓની સલાહ લે છે અને બુદ્ધિથી વિચાર કરે છે, તેમ આમાં પણ તમારે એવા અભ્યાસી બનવું જોઈએ. આમ કરવાથી વિધિ-અવિધિનો નિર્ણય આ કાળમાં પણ તમોને થઈ શકશે, એ લગભગ નિઃસંદેહ છે.

૮૯ પ્રશ્ન—જ્ઞાનદ્રવ્યનો વ્યવહારિક કેળવણીમાં ઉપયોગ થઈ શકે ખરો ?

ઉત્તર—ના. તેનો ઉપયોગ આગમો લખાવવામાં, સાધુ-સાધ્વીને ભણાવવામાં, આગમોનું પ્રકાશન કરવામાં અને સંઘના જ્ઞાનભંડારો માટે સારાં પુસ્તકો લેવામાં થઈ શકે, પરન્તુ સંસારની વ્યવહારિક કેળવણી વગેરેમાં, સ્કૂલ-કોલેજોમાં, છોકરાઓને ફી, સ્કોલરશિપો કે ચોપડીઓ અપાવવા કરવામાં જ્ઞાનદ્રવ્યનો ઉપયોગ થઈ શકે નહિ.

૯૦ પ્રશ્ન—ઉપધાનની માળા, સુપન, ઘોડિયાં-પારણાં, આરતી, પૂજા વગેરે દેવદ્રવ્યનો ઉપયોગ કેળવણીમાં, સીઝાતા સાધર્મિકોદ્ધારમાં કે પુસ્તક લખાવવા કિંવા છપાવવામાં કરી શકાય ?

ઉત્તર—ના. દેવદ્રવ્યનો ઉપયોગ સ્થાનિક અથવા અસ્થાનિક જિર્ણોદ્ધાર વગેરે આવશ્યકતા અનુસાર શ્રી જિન અને જિન મંદિરને લગતા વિષયમાં જ યથાયોગ્ય

કરી શકાય. તે સિવાય કેળવણીમાં, સીઝાતા સાધર્મિકોદ્ધારમાં કે પુસ્તક લખાવવા કિંવા છપાવવા કરવામાં દેવદ્રવ્યનો ઉપયોગ કરી શકાય નહિ.

૯૧ પ્રશ્ન—આજકાલ સંઘોને સાધારણના ખાડા પડે છે, તેને પહોંચી વળવા માટે દેવદ્રવ્યને સાધારણમાં ફેરવી શકાય કે નહિ?

ઉત્તર—ના. ન ફેરવી શકાય. કોઈ ભોગભૂખ્યો મનુષ્ય પોતાની માને ઔરીનું નામ આપી ભોગવવા ઇચ્છે તેના જેવું એ મહા પાપકાર્ય છે. સાધારણના ખર્ચાઓ માટે જો વહીવટદારો અને સ્થાનિક સંઘો યોગ્ય ધ્યાન આપે અને સાધારણ ઊપજની બીજી ઘટિત યોજનાઓ યોજે, અથવા ન પહોંચી શકાતા ખર્ચાઓ કરવા બંધ કરી દે, તો સાધારણના ખર્ચાઓના નામે દેવદ્રવ્યને અભડાવવાની કિંવા એની આવકોને ફેરવવાની કે એના ઉપર અઘટિત બોજો નાખવાની કશી જ જરૂર રહે નહિ.

૯૨ પ્રશ્ન—બોલી બોલનારની ઇચ્છાનુસાર દ્રવ્યનો વિનિયોગ કરી શકાય કે નહિ?

ઉત્તર—ના, બોલી બોલવી કે ન બોલવી તે માટે બોલનાર સ્વતંત્ર છે, પરન્તુ તેના વિનિયોગ માટે એ કે અન્ય કોઈપણ સ્વતંત્ર નથી. એ તો જે ખાતે બોલી જતી હોય તે ખાતે જ જઈ શકે. એમાં કોઈની ઇચ્છા કે જરૂરિયાત પ્રધાન બની શકતી નથી. શાસ્ત્રની વિધિ જ કેવલ પ્રધાન છે.